૩૧૦૧

# જાત્રા વ્રતાંત.

છપાવી પ્રસીધ કરનાર


રાજાભાઇ અમ્રતલાલ.

કામદાર સાણંદ દરબાર.





અમદાવાદમાં.

રીચીરોડ ઉપર કાજી હુશેનની પોળમાં લવાર
નથુ પાનાચંદના મકાનમાં થા. મગનલાલ
દેવચંદે પોતાના સુર્યપ્રકાશપ્રેશમાં છાપી.

સને ૧૮૮૭ સંવત ૧૯૪૩

# પ્રસ્તાવના.

—✻o✻—

આ વ્રતાંત બાહાર પાડવાનો આશય એ છે કે, ઘણા ઘણા ગ્રહસ્થ લોકો યાત્રાએ જાય છે, પણ તે પ્રવાસની અંદર તેમને શીશી પ્રકારના આનંદ મળે છે તેનો ઇતિહાસ બહાર પડતો નથી કે જેથી બીજા લોકોના જાણવામાં તે આવી તે પણ તેવાં રૂડા કામનું આચરણ કરે. માટે એ ઊપર વીચાર કરી મહારાણી શ્રી રૂપાળીબાની આજ્ઞાથી તેઓ સાહેબે જે યાત્રા (પ્રવાસ)કરેલ તેની આ ટુંકી હકીકત બહાર પાડી છે. તે વાંચવાથી બીજાને તે યાત્રાએ જવા ઉલ્લાસ પેદા થાય એટલુંજ નહીં, પણ ઇશ્વર સબંધી લીલા વાંચવામાં આવેથી સદબુધી પ્રાપ્ત થઇ આ લોક પરલોકના લાભ મળવા ચાહાય તથા યાત્રામાં થતા આનંદની માહેતી મળે. આ વ્રતાંત મેં મારી અલ્પમતી

પ્રમાણે ગદ્યમાં તથા પદ્યમાં લખી બાહાર પાડ્યું છે. મને કવિતા કરવામાં જ્ઞાન નથી, જેથી તેમાં ચુક હશે તે સજન વાંચનારા સાહેબો માફ કરશો.

# श्री स्वस्थान साणंद अने कोठ दरबार नांमातुश्री रुपालीबासाहेब व्रजनी जात्रा करवा पधार्या तेनुं टुंक व्रतांत.

### છંદ ભુજંગી.

વશે વાસ સાણંદમાં રાજ માતા,
દયાળું દિસે દાનમાં કર્ણ દાતા;
દશો દીશ મધ્યે રહી કીર્તી ગાજી,
પ્રભુ રાખજો તેહને રોજ રાજી. ૧

વડાં વિદ્વતામાં વિભૂધી વખાણે,
ભલાં ભાગ્યશાળી જનો જુથ જાણે
મળી રાજ ગાદી રહી હાક વાજી,
પ્રભુ રાખજો તેહને રોજ રાજી. ૨

બહુ બુધીશાળી પ્રભુજી પ્રતાપે,
હરાવિ રીપુને શીશુ રાજ સ્થાપે;
પ્રજા સુખ પામી કરીછે દયાજી,
પ્રભુ રાખજો તેહને રોજ રાજી. ૩

સંવત ૧૯૪૨ ના કારતક સુદ ૧૪ શની વાર તા૰ ૨૧ નવેંબર સન ૧૮૮૫ ના રોજ રેલવે ત્રેનમાં પોતાના કુંવર શ્રી મહારાણા રણમલશંગજી તથા સલાહકાર શેઠ ઉમાભાઇ હઠીશંગજી અને દરબારી કામદાર મેહેતા રાજાભાઈ અમ્રતલાલ તથા દરબારી બીજા માણસો તથા અમદાવાદના કેટલાએક સદગ્રહસ્થોને સાથે લેઇ પ્રયાણ કરયું તે પેહેલું મુકામ આબુજી (ખરેડી) સ્ટેશન નજીકમાં કલકતાવાળા બુધશંગજી બાબુસાહેબની ધર્મ-શાળા છે, જેમાં ઘણું કરીને શ્રાવકોનેજ ઉતરવા દેછે, તેમાં જઇ મુકામ કરયો.

## आबुजीनो देखाव.

### છંદ ભુજંગી.

ભલો દુરથી દેખતાં દીલ ભાવ્યો,<br>
ચડી જેમ આકાશમાં મેહ આવ્યો;

દીસે કુંડનો દેવતાં વીજ જેવો,
દીઠો આજ આબુગીરી રાજ એવો. ૧
તીથી પુનમે શોભીતાં સાજ ટાણે,
બન્યા ઘંટ બે સુર્ચને સોમ જાણે;
દીપે દેવ હાથી કહે કોઇ કેવો,
દીઠો આજ આબુગીરી રાજ એવો.
કદી ઉપરે જઇ જુવો આંખ ફાડી,
જુકી ઝાડના ઝુંડની ઝાજી ઝાડી;
મહા સ્વાદુ માગ્યો મળે મીષ્ટ મેવો,
દીઠો આજ આબુગીરી રાજ એવો. ૩
વસે વાઘ ને વાંદરાં, સીંહ, હરણાં,
ઝરે નીરમળા નીરનાં નીત્ય ઝરણાં;
શીક્ષો ને સુગંધી વહે વાયુ તેવો,
દીઠો આજ આબુગીરી રાજ એવો. ૪
ભલા ફુલની ત્યાંહાં ફુલી ફુલવાડી,
કુવા વાવ્ય ને કુંડ ઓપે અગાડી;
વડા દેવળોમાં વસે વાસ દેવો,

દીઠો આજ  આબુગીરી રાજ એવો. ૫
બન્યા બંગલા ને બની ત્યાં બજારો,
રૂડા રોજગારી કરે  રોજગારો;
મળે માલ લેનારને હોય લેવો,
દીઠો આજ આબુગીરી રાજ એવો. ૬
ત્યાં તેર ગાઉ તણે તો તળાવે,
પીવા ગામ ૧૧ ના લોક આવે;
જ્યાંહાં જેઠ માસે ન દીસે પ્રસેવો,
દીઠો આજ  આબુગીરી રાજ એવો. ૭
અશાડે પરાં વાદળાં પાસ આવે
જતાં વેત જોવાની જુકતી જણાવે;
ધુમાડો ધુણીનો તમે જેમ દેવો,
દીઠો આજ આબુગીરી રાજ  એવો. ૮
જુના જૈનના હીંદુના સ્થાન જેમાં,
અતી ખ્યાત છે અરબુદાદેવી તેમાં;
કહી મેં કથા જાણવા જોગ કામે,
રચ્યા છે રૂડા છંદ દલપતરામે. ૯

આબુ ઊપર ચડવાને ત્રણ મારગ કહેવા
ય છે, તેમાં શીરોઇ અને જાલોરની બાજુનો
તથા બીજો અણાદરા ગામ આગળથી ડી-
સાની છાવણી ઉપર ચડવાનો મારગ લખી
તળાવ આગળ મળે છે. ને ત્રીજો ગુજરાત
ની બાજુનો ચડાવ આશરે મઇલ ૧૦ નો ઘ
ણો સારો છે, તે મારગે જવાને કંત્રાકટરની વી
દમાન મેના, ડોળી, ઘોડા, ઊંટ વિગરે વાહ
નો બંદોબસ્ત કરી સંવત ૧૯૪૨ ના કારતક
વદ ૧ સોમવારના રોજ ચડિ દેલવાડા ગામ-
માં નેકનામદાર સખાવતે બાહાદુર શેઠાણિ
હરકોરબાઇ સાહેબનિ ધર્મશાળા ઘણિ વિ-
શાળ ને સુસોભિત છે, તેમાં મુકામ કરયો. પણ
જે કંત્રાકટર તરફથી વાહનો આપવામાં આવે
છે તે માણસો વાહનો ઘણાં ખરાબ રાખે છે,
તેથી જાત્રાળુઓને પોતાના પૈસાનું સુખ મ-
ળતું નથી, ને અધવચ રાખીને જુલમથી પૈસા
લે છે, માટે તેનો બંદોબસ્ત થવો ઘટે છે.

દેલવાડા ગામમાં દેવળોનો સમુદાય છે, તેમાં વસ્તુપાળ તેજપાળ અને વિમળશાહ એ બે ભાઇ જ્ઞાતે પોરવાડ વાણિઆ, અણહિલપોર પાટણના રેહેનાર વિરધ્વલ વાઘેલા રાજાના પ્રધાન હતા, ને તે બંને ભાઇઓના હાથ ઘણા લાંબા ઘુંટણ સૂધિ પોહોચે તેવા હતા, એ જૈન ધરમ પાળતા હતા, તેઓએ પ્રથમ આબુ ઉપર ત્રણ દેહેરાં બંધાવ્યાં, તે-માં પેહેલું ને મ્હોટું દેહેરૂ આદેસર ભગવાનનું શેઠ વસ્તુપાળનું તેને વિમળશાનું પણ કહેછે, તે તેમણે ઇસવિ સન ૧૦૩૧ માં બાંધાવ્યું, એમ પ્રાચિન પુસ્તક ફારબસસાહેબની રાસમા-ળાથી જણાય છે.

પેહેલા દેરાસરનો બાહારનો દેખાવ વખાણવા લાયક નથી, પણ અંદર જઇ જોતાં સોની લોકોની નક્ષી કોતરવાની કુશળતા અંદરના ભાગોમાં વાપરવામાં આવી છે તે ઘણીજ

અદ્દભુત છે. દરેક દેવળમાં દેવને બેસવાના ધભારાની આગળ સભા મંડપ છે, તેના ઉપ-ર અષ્ટકોણુ ઘુમટ છે, અને આશપાશ સ્થંભની પંકતી ઉપર ઘણા ઘુમટો આવેલા છે, અને આખું દેવળ ધોળા આરસ પાહાણનું કોરણીના શણગારથી ઉપરના દરેક ભાગથી ભરપુર છે, એ કોરણી એવી બારીકાઇથી કોરેલી છે કે જાંણે તે મીણના બીબામાં ઉતા-રી હોય એવો ભાષ થાય છે, અને તેની અર્ધપારદર્શક કોરોની જાડાઇ જરાએ જણાઇ આવતી નથી. બીજું દેરાસર નેમનાથજીનું જે તેજપાળ શેઠનું કહેવાય છે, તેના ઘુમટની વચેની કારીગરી તો આડો આંક છે. તેના ઉપર દરેક જોનારાનું લક્ષ લાગી રહે છે ને તેનું ચીત્ર કહાડી લેતાં કલમ હારી જાય. એ કારીગરીનો મુકાબલો લખવાને નજર પોચતી ન-થી. એ ઘુમટની અંદરની કોતરણીનું કામ અ-

રધા ખીલેલા કમળના ફુલના ગુછા જેવું દેખા
ય છે. તેનો કટોરા જેવો વળેલો ભાગ એવો
પાતળો અને પારદર્શક એવી બારીકાઇથી
કોતરેલો છે કે તે આંખને વિસમે પમાડે છે.
વળી એજ દેરાસરમાં દેરાણી જેઠાણીના બે
ગોખ છે તેને સારૂ એમ કહેવત ચાલે છે કે
જારે આ દેહેરાં બન્યાં તે વખત કોરણી વીગ-
રેની સફાઇ થવા એ બંનોની હોડ પડી, એ-
વી રીતે જે પાષાણની સફાઇ કરવા કારીગ-
રો પથર ઘશીને ઇયાને ટાંકણેથી જેટલો રજ
પાડે તે ભારોભાર સોનુ જોખી આપવું, તે પ્ર
માણે કારીગરોને સોનું આપેલું તેથી આ બે
ગોખની કારીગરી વગરેના થઇને તેમાં અઢાર
લાખનો ખરચ થએલો છે.

આ બે દેહેરાઓની જોડે ત્રીજું દેરાસર
રીખવદેવજીનું છે, જે મધેના મુળનાયકજીની
મુરતી ધાતુના પરઘરમાં ધાતુની છે, તે દેરાસ-

૨ પણ ઘણું સુંદર છે, પણ ઊપરના બે કર-
તાં  તેમાં નકશી કામ થોડું છે. આ શિવાય
ચોથું પણ એક દેરાસર છે તે સલાટોએ કરા
વેલું કહે છે, એટલે કે તે વીશે એવી વાત
કહેવાય છે, કે દેરાસરોની કોરણીની રજ કાઢ
વામાં સોનું મળવાથી સલાટ કારીગરો બહુ
રૂપીયા કમાયા, તેથી તે લોકો એક ત્રણ મા-
ળીયુ દેહેરાસર બનાવી ગયા છે, અને તે ત્રણે
માળે ચોમુખજી છે અને તેમાં મુળનાયક પાર્શ્વ
નાથજી છે.

શેઠ વીમળસા તથા તેમના કુટંબની પાશા
ણની મુરતીઓ છે, તેની સાથે હાથી, ઘોડા
વગેરે પાશાણના બનાવેલ છે, તેની કોતરણી
કામ પણ ઘણીજ વખાણવા લાયક તથા સો-
ભાયમાન છે તેથી આ નકશી જોવાને હીંદુ
ઓતો આવેજ, પણ ઘણા ઇંગ્રેજો આવે છે ને
તે બુટ સુધાં દેહેરામાં આગળ જતા તે બાબ-

ત ત્યાંના કાંપના જનરલ સાહેબને અરજી કરતાં જોડા ઉતારી જવું વગેરે કેટલાક ઠરાવ થયા છે ને તે જાહેર પ્રસીધ્ધ કરવામાં આવ્યા છે, જેની છાપેલી નોટીસ દેહેરાસરના કંપાંઉડના દરવાજા આગળ એક તકતામાં ઘાલેલી ટાંકવામાં આવેલી છે.

નકી નામનું તળાવ કાંપના બજાર નજીક ફરતા ડુંગરોની મધમાં નીરમળ પાણીથી ભરેલું અને તેની વચમાં બેટ આવેલા લીલોત્રીથી ભરપુર અતી રળીઆમણું દેખાય છે.

રૂશી શ્રંગ શીખર સર્વથી ઊંચો છે તેની પાસે અચળઘઢ કહેવાય છે તેનો દેખાવ દુરથી ઘણો રળીઆમણો ને ઝાડોની ઘટાથી ભરપુર છે, તે અચળગ્રઢ ઊપર તળાવની સામે જૈનીઓનું એક દેહેરૂ છે ને તેથી થોડેક ઊંચે ચડતાં એક મ્હોટું રમણીક જૈનીઓનું દેરાસર છે, ત્યાંહાં કોઇ કારીગરોની વખાણવા

લાયક નકશી નથી, પણ તે દેહેરાના ત્રણ માળ ચોમુખજી છે; તે બધી મુરતીઓ ધાતુની છે. અને તે દેહેરૂ ઘણુંજ ઊંચાણમાં છે. તે ઘણી સારી શોભા આપે છે. ત્યાં આગળ નજીકમાં એક ધર્મશાળા થવા લાગી છે ને તેથી પાછળ આવતાં અચળઘઢના દેહેરાસરનું કારખાનું તથા તેની જોડે પણ લોકોને ખાવા પીવા તથા વીશરામ લેવાની જગો (ધરમશાળા) છે.

એ અચળઘઢ ઉપર બીજું દેહેરૂ શીવ મારગીનું છે તે અચળેશર મહાદેવનું છે, તેમાં જઇ દરશણ કરયાં તે લીંગની સ્થુળા વીગરે જોતાં પ્રાચીન છે એમ દેખાય છે, અનેમહાદેવના સ્થાનકની કુંડી છે તેમાં લીંગ છે તેની એક બાજુએ કાણું છે તે બાબતમાં કેહેછે જે તે પાતાળ સુધીનું પોલાણ છે. લીંગની બાજુએ પારવતીજી તથા બ્રહ્મા, વિસ્ણુ,

ની પાષાણની પ્રતીમાઓ છે, એ સરવે પ્રાચીન છે, એમ દેખાય છે.

એ દેહેરાના વંડાની અંદર પાછલ્યા ભાગમાં આરાસુરી માતાનું દેહેરૂ છે, અને દક્ષણ તરફ એક લીંગી મહાદેવ છે, તેના લીંગનો આકાર ઘણો મ્હોટો તેપર સોપારીને આકારે ૧૦૮ ન્હાનાં લીંગ છે, એ પણ પુરાતની દેખાય છે. મંડપમાં ધાતુનો પોઠીઓ મ્હોટા ગોધાને આકારે સૂશોભીત છે, ત્યાંહાં અચળનાથની ગાદી છે, તેની પાસે દેવીની મુરતી તથા પાશાણનું સીંઘાસન તે બીલોરી કાચ માફક દેખાય છે, ધાતુના ભૈરવ તથા ગરૂડ તેપણ મ્હોટા કદાવર છે, તેની પાસે ત્રીશુળની સ્થાપના છે, તે અંબાજીની કહે છે. આ જગાની પાસે કપુરસાગર નામનું તળાવ ને ત્યાં અચળધ્રઢ ગામની વસ્તી છે, તે વસ્તીનાં ઘરો ઘણાં થોડાં છે, તેની પાસે બે કુંડ પાણીથી ભર-

પુર અતી રળીઆમણા છે, તે શાવણ, ભાદર વાના નામથી ઓળખાય છે. એ કુંડને ફરતી સુગંધી પુસ્પની વેલ તથા ઝાડની લતા આવેલી છે. તે અતીશે શોભા આપી રહીછે.

અચળગઢ પાસે અગનીકુંડ કેહેવાય છે, તે આશરે ૯૦૦ ફુટ લાંબો ને ૨૪૦ ફુંટ પોહોળો છે, તે નકર ખરાબામાંથી કોરી કાડેલો છે. એ કુંડની ઊતર તરફના ન્હાનાં દેવળો જીરણ થએલાં છે. તે પાંડવનાં છે, એમ કહેવામાં આવેછે. એ કુંડની પાસે રસ્તામાં એક લોઢાનો લોઠો આશરે ૧૦ મણનો પડયો છે, તેને ભીમની મોઇ કહે છે, તે મોઇ જેણે પાપ કરયું હશે તેનાથી ઊપાડી શકાશે નહીં, એવું અજ્ઞાન લોકો કેહે છે, તેથી કેટલાક માણસો તે ઉપાડવાનો પ્રયત્ન કરે છે. ફકત સાણંદ દરબારના કામદાર રાજાભાઇનો નોકર શીવા આશારામ અમારી સાથે હતો તે, તે મોઈ ઉપાડી શકયો

હતો. વળી ત્યાંના ડુંગરામાં એક ખાકી બાવાનું મકાન મેડા સહીત આકારનું પથરમાંથી કોરેલું ઘણું પુરાતની છે, તેની બાજુએ એક ગફા છે, તે અંધારીને લીધે તેની લંબાઇનો સુમાર સમજી શકાતો નથી. એ જગાથી થોડે દુર ડુંગર વચે પાણીથી ભરેલું તળાવ છે, તેના કાંઠા ઉપર વેલ ઝાડથી શોભાયમાન છે, તેના એક કીનારા આગળ પાડા ૩ પથરના મ્હોટા કદના જેમ જીવતા પાડા પાણી પીતા હોય એવી રીતે નીચી ગરદનથી પાણીમાં મ્હો રાખેલાં છે,તે દુરથી જોનારને જીવતાછે એમ ભાસ થાય છે. તેની પાસેથી આશરે ફુટ ૭૫ ઊપર નાગા દેવનું સ્થાનક છે, તેને સારૂ કહે છે જે ધણી પોતાની ધણીયાણી જોડે એ દેવનાં દરશણ કરી શકે છે, ને ભાઇ તથા બેહેન સાથે જઇ શકતાં નથી. કદાપી ભાઇ બેન સાથે જાય તો, તેને નુકશાન પોહોચે એમ કહેવાય છે.

માતા અરબુદાદેવીનું સ્થાનક ઊંચા શીખર ઉપરછે, ત્યાં જવાને પગથીઆંનો આકાર કરેલો તે રસ્તે થઇ જવાય છે. તે પગથીઆં આશરે ૩૦૦ છે પણ ઘણી સંભાળથી ચડવા ઊતરવાને બને છે. એ દેવીના દેવળમાં જતાં પ્રથમ અંધારી ગફા છે, તેમાં થઈ દેહેરામાં જવાયછે, તે દેહેરામાં અંધકારને લીધે રાત દીવશ અખંડ દીવો રહે છે, તેના ઉજેસથી દેવીનું દરશણ થાય છે. તેમ દેવીની મુરતી શામ રંગની આશરે ફુંટ ૨ાા ની છે. તે અધર એટલે જમીનથી ફુંટ ૨ ઉંચીને ઊપરની છતથી ૩ ફુંટ નીચી કાંઇ આધાર વગર રહેલ દેખાય છે, ને તે દેવીનો પુજારી પણ તેમ કહે છે. દેવીની પુજા સામગ્રી વીગરેની સંભાળને સારૂ આબુ કાંપમાં શેઠ નાગરદાસ રણછોડદાસ શ્રદ્ધાપુર્વક રાખે છે. તે દેવીના સ્થાનક નજીક લીલકંઠ મહાદેવનું ન્હાનું દેહેરૂ છે,

નીચે ઊરાપ છે. તથા લીંબડીના દરબારે એક ધરમશાળા બનાવેલ્ર છે. તેમાં જાત્રાળુંઓ વીશરામ લે છે. એ સરવે જગાની રચના જુના વખતની છે, એમ જણાય છે. દેલવાડા ગામની ઊતર બાજુએ ઉંચા ડુંગર ઊપર આશરે એક મૈલ્રના ચડાવપર મહાદેવ નું ન્હાનું દેહેરૂ છે, તેને પાપકંટેસ્વર કહે છે. શીવાય પંડેસર મહાદેવ, ખોડા હનમાન, કુંવારી કંન્યા, કાનજી વાલમ વીગરેનાં દેવળો છે.

આબુ ઉપર નામદાર સરકારની કાંપ છે, તેમાં શોભનીક બંગલ્રાઓ છે, તે બંગલાના ફરતા કંપૌંડમાં ફુલ ઝાડો તથા તેના રક્ષણને માટે કાંટાની વાડમાં ગુલાબના ફુલ્રની ઝાડી છે. કાંપનુ બજાર ઘણું મ્હોટું તો નથી, પણ નાણાવટી તથા સરવે તરેહના વેહેપારીની દુકાનો છે, તેથી જોઇતી જણશ મળી આવે છે. ઠામ ઠામ પાણીનાં સ્થળો છે. આ પર્વત

ઉપર આ પ્રમાણે પાણીના સુખને લીધે ખેતી વાડી થાય છે ને અનાજ વીગરે બધું પાકે છે, તેથી સરવે તરેહની સારી સોઇ છે.

એ પર્વત ઉપર તથા તલેટીમાં જે જે ગામો છે, ત્યાંહાં શીરોઇના રાજાસાહેબનો અમલ છે, ફકત કાંપમાં બ્રીટીશ રાજની હકુમત છે. આ કાંપમાં જે બંગલાઓ છે તેમાં કેટલાક બંગલાઓમાં સાહેબ લોક જાથુ રહે છે, ને કેટલાકમાં સુખી ઇંગ્રેજો તથા શેઠીયાઓ ઉન્હાળામાં હવા ખાવા આવી રેહે છે.

તા૦ ૨૫ નવેંબર સન ૧૮૮૫ ની રાતના હમારો મુકામ દેલવાડાની ધર્મશાળામાં હતો, તે રાતના આશરે ૯ કલાકે આકાશમાંથી અવાજની સાથે ચમકારા દેખાવવા લાગ્યા, તે વિશે તપાસ કરી જોતાં આકાશમાંથી તારાઓ ખરતા હતા, તેનો તે ચમકારો તથા સુસવાટો હતો, એમ માલમ પડ્યું. આથી લોક

વાયકા હેવી સાંભળી જે આ બનાવથી રાજા પ્રજાની સુખાકારીમાં ગડબડ થવા સરીખું છે,

ઉપર લખેલી હકીકતથી હું એમ માનુંછું જે આબુ પર્વત ઉપર પુર્વેના રાજાઓને કારણુસર રેહેવાને આ એક ઉપયોગી જગ્યા છે, કે તેમાં છુપી રીતે રહી બેધડકપણે પોતાના વિચાર અમલમાં લાવવાને તક મળી શકે, તેમજ તપસ્યા કરનાર રૂશી મુનીઓને એકાંત સ્થળે ફળ ફળાદીકનો આહાર તથા પાણીના સુખથી તપ કરી નીરાંતે રેહેવાની આ જગ્યા છે, અને આગળના વખતમાં મ્હોટા મ્હોટા રૂષીઓ તપસ્યા કરવાને આ ડુંગર ઉપર રહેલાનાં સ્થાનક હાલ છે પણ ખરાં, આ પ્રમાણે હકીકત અમારા જોવા તથા સાંભળવામાં આવી તેટલીનું આ ટુંક બ્યાન કરયું છે.

તા૦ ૨૯ નવંબર સન ૧૮૮૫ ના રોજ ૧૧ વાગે આબુથી ઉતરી ખરેડીમાં સાંજે આવી

બાબુસાહેબની ધર્મશાળામાં પાછો ઉતારો કીધો. ત્યાં એકરોજ રહીને તા૦ ૧ લી ડીસંબર સન ૧૮૮૫ ને રોજ ટ્રેનમાં બેઠા, તે તેજ રાતના બીજે દીન સવારના ૪ વાગે અજમેર પોહોચ્યા. ને કીશનગઢના દરબારસાહેબના બંગલામાં મુકામ કરયો. આ બંગલામાં બગીચો વીગરે બધી પ્રકારની સારી શોભા છે.

આ શેહેરના મકાનો પથરની ધાબાદાર બાંધણીનાં છે, ને રાજ ઇંગ્રેજી છે, ત્યાંના રેહેવાશીઓનો પેહેરવેશ મોગલાઇ તરેહનો છે, તથા બોલી હીંદુસ્તાની છે, ને લખાણુ ઉરદુ તા. ઇંગ્રેજીમાં ચાલે છે, શેહેરમાં વેહેપારની ઉજળામણુ દેખાતી નથી, ફકત તે શેહેર નજીક રેલવે સ્ટેશન છે, તેથી વેહેપાર સાધારણુ જણાય છે, પણુ નામદાર ઇંગ્રેજ સરકારના અમલ નીચે છે તેથી વસ્તીના સુખ માટે પાણી તથા બીજી સર્વે હાજતોનો સારો બંદોબસ્ત છે. શેહેરની વસ્તીથી આશરે

૧ મેલ દુર એક તળાવ તથા બાગ છે, તે જગા ઉપર સરકારી અમલદારોની કોરટ તથા કચેરીઓ છે. સદરહુ તળાવમાં નળો મુકેલા છે. તે રસ્તે થઇ શેહેરના કુવા, હોજ, વિગરેમાં પાણી પ્હોચી વસ્તીને સુખ મળે છે. ગામની અંદર તમામ કુવા ખારા છે.

તળાવને ફરતા ડુંગરોછે, તેથી તળાવમાં પાણી ઉંડુ ને ભરપુર રહે છે. એક ન્હાની હોડી તળાવમાં શેલ કરવા રાખેલી છે. તળાવની પાળ ઉપર આરસ પાણનું લોકોને બેસવાને ઘણું સોભાયમાન તથા વીશાળ મકાન બાંધેલું છે, તેથી શેહેરના દેખાવ કરતાં આ જગો સુશોભીત દેખાય છે. એ તળાવની નજીક બાગ બનેલો છે, તેમાં ઘણી જાતના ફુલ ફળાદીકનાં ઝાડો છે, તે અતીશે શોભાય માનછે, થોડે દુર પથરનું એક બાવલુ છે, તે નામદાર સદરલેનસાહેબ ચીફ ગવરનરનું છે.

આ શેહેરમાં મુસલ્લમાન લોકોની મશી-દનું એક પ્રખ્યાત મકાન છે, તેમાં જુના વ-ખતની એક ત્રાંબાની દેગછે, તે દેગનો ઘેરાવો આશરે ૨૫ ગજનો તથા ઉંડાઇ તેની ચોથા-ઇની જણાય છે, એ દેગ પાદશાહી વખતમાં બનેલી છે, તે મ્હોટા ઓરસને દીવશે ખા-નુ પકાવી ગરીબ મોતાજને મળતું કેહેવામાં આવે છે. વળી એ મશીદ અને તેમાંની વડી ઘોર જોવા લાયક છે, તેથી કેટલાક મુશલ-માન તે દેખાડવા લેઇ જઇ નજરાણો મુકવા નું કહે છે.

આ શેહેરથી આશરે ૫ મૈલ દુર પુષ્કળ જીનૂં મ્હોટું મહાતમનું સ્થળ છે, ને તે ગામ-માં ચોબા વીગેરેની ભારે વસ્તી છે. તે જગો વળતાં જોવાનું ઠરાવી જેપોર તરફ સવારના નવ વાગે રવાને થયા.

માગશાર સૂદ ૨ ભોમવાર તા૦ ૮ ડીશં-

બર સન ૧૮૮૫ ના રોજ રાતના નવ વાગ્યા-
ના સૂમારે જેપોર મુકામે પહોચ્યા, ત્યાં શેહે-
રની બહાર શેઠ નથમલજી દરબારી ખજાન-
દારની ઘણી મ્હોટી ધર્મશાળા છે તેમાં દર-
વાજા ઉપર બંગલો તેની સામે ફુલઝાડ
વિગરેનો બગીચો છે, તેમાં મુકામ કરચો.

આ શેહેરને ચાર દરવાજા છે, તે ઘણુંકરી
મધ્ય ભાગે ઉભા રહી જોતાં ચારે સામ સામા
દેખાય છે. રાજા માધવશીંગજી રાજ કરે છે,
તેમની ઉમર આશરે વરશ ૨૭ ની છે. મુખ્ય
પ્રધાન બાબુ કાંતીપ્રસાદ છે, શિવાય બીજા બે
પ્રધાન છે. મ્હોટા કામને સારૂ કમીટીના મતથી
રાજાસાહેબ રાજનું કામ કરે છે.

રાજની ઉપજ એક કરોડની કેહેવાય છે,
પણ ભાયાતોને જાગીર દાખલ મળેલા ગા-
મોથી રાજના ખજાનામાં આ તમામ ઉપજ
આવતી નથી.

રાજમેહેલ વસ્તીના ચોથા ભાગ સૂધીમાં છે. રાજના બંદોબસ્ત તથા રઇયતની દાદ સાંભળવાને જુદી જુદી કચેરીઓ રાજમેહેલ ને લગતી છે, ને કામદારો સારા અનુભવી તથા વિદ્વાન રાખેલા માલુમ પડે છે. દફતર હિંદુસ્થાની, ઉરદુ અને બાળબોધ લીપીથી લખાય છે. આ રાજનો અમલ પશ્ચમ દીશાએ અજમેરની હદ તથા પુર્વે ૯૦ કોસ, ઉતરે ૫૦ કોસ, ને દક્ષણે પણ ૫૦ કોસ સુધી કેહેવાય છે.

રાજનું લશ્કર, હાથી, ઘોડા તથા પેદલ શીપાઇઓ તથા ડરશી પલટણ ૧૨ છે, તેને સારૂ જોઇએ તેવા મકાન વગેરેનો બંદોબસ્ત શંતોશકારક જણાય છે.

તોપખાનું સુંદર દેખાવથી છે. દરરોજ બપોરના ૧૨ ને રાતના ૧૦ કલાકે તોપ છુટે છે, ઘણું કરી શેહેરમાં ફરવા હરવાને રાતની વખતે ચોકીવાળાની પરવાનગી લેવી પડેછે.

જેપોર શેહેરને ફરતો કોટ છે, વસ્તીનો પેહેરવેશ મારવાડી તથા મોગલાઇ ને ભાષા હીંદુસ્થાની તથા મારવાડી જબાનથી વપરાય છે.

આ શેહેરને મ્હોટા દરવાજા ચાર તથા ન્હાની બારી ૪ છે, તે દરવાજાનાં નામ સાંગા દરવાજો, ઘાટ દરવાજો, ચાંદપોર દરવાજો તથા અગ્રાપોર દરવાજો, એ નામ છે. રાજના મેહેલ ચંદ્રમેરૂ, હવા મેહેલ, મોતી મેહેલ, નાદરઘઢ. આમેલ. એ નામના મ્હોટા મેહેલ પથરની કોતરણીની બાંધણીથી શોભાયમાન છે. શેહેરની અંદર બે મ્હોટા બજાર છે, તથા બીજાં ચઊટાંઓ છે. સડકો મ્હોટા રસ્તા પર બનેલી છે. વેહેપારની ઊજળામણુ સારી દેખાય છે.

રાજ તરફથી સ્કુલ, મ્યુઝીઅમ હુનરશાળા, પાઠશાળા, મ્યુનીશીપાલેટી, લાઇબ્રેરી,

ઇસ્પીતાલ વગેરે બીજાં ઘણાંક લોક સુધારાનાં કારખાનાં છે. મ્યુઝીયમનો ઠાઠ સારો મેળવેલો છે, તેમજ હુનરશાળામાં પણ સારૂ કામ થાય છે. જેપોરનું મેણાકારી કામ સારૂ વખણાય છે.

શેહેરની બાહાર મ્હોટો એક બાગ છે, તેમાં ઘણી જાતના ચરંદા, પરંદા વગરે જાતના જાનવરો છે, તેની સંભાળને સારૂ જોઇએ તેવાં પાંજરાં તથા નોકરો રાખેલા છે, તેમજ બાગમાં શોભા આપનારાં હોજ, કુવા, ફુંવારા વગેરે પાણીનાં સાધન છે, તેથી બાગ પ્રફુલીત થઇ ફળ ફળાદીથી ભરપુર શોભા આપે છે, મ્હોટાં મ્હોટાં તળાવો છે, તેમાં આંકડા નામે તળાવ સર્વથી મ્હોટું, ગુલાબસાગર તથા બંદકોસાગર તથા તાલકોટારા એ નામનાં તળાવ પથરના આરાથી બાંધેલાં સારાં સોભાયમાન છે.

શેહેરની અંદર દેવસ્થાનો ઘણાં છે, ને

તેના ખરચને માટે રાજ તરફથી ગામો મા-
ફીમાં આપેલાં છે.

શેહેરથી આશરે ત્રણ મૈલને છેટે રાજ તર-
ફથી વાડી તથા તેમાં બંગલા તથા હોજ, ફું
વારા સાથે રૂપઘઢ નામે ફરતા ડુંગરો વચ્ચે છે,
તે ડુંગરના જીવતા જરાહથી પાણી ભરપુર
આબાદાનીમાં ઘણું વખાણવા લાયક છે.
બંગલાઓમાં ચીત્ર કામ તથા મીના કામ સા-
રૂ શોભાયમાન છે. શેહેરની વસ્તીથી રેલવે
સ્ટેશન આશરે બે મૈલ છેટે છે. ત્યાંહાં જવા
આવવાને સડક છે, તેથી આવ જાવને વાસ્તે
ઘોડા ગાડીઓ ભાડે ઘણી મળે છે, અને શેહે-
રને દરવાજે રાજ તરફની જકાતના નાકેદારો
છે, તે વેહેપારના માલ ઉપર સેંકડે પાંચ ટકા
નો ટાકશ લે છે, એ કારણથી પરદેશી ઉતારૂ-
ઓને પોતાનાં ગાંસડાં છોડી બતાવવાને આ
બાહાનાસર નાકેદારો તરફથી ઘણી ઇજા પો-

હોચતી સાંભળી છે. શિવાય મુસાફરોને બી-
જી હરકત જોવામાં આવતી નથી.

માગશર સુદ ૫ શુક્રવાર તા૦ ૧૧ ડીસં-
બર સન ૧૮૮૫ ના રોજ આગરે મુકામ થયો.
આગ્રા શેહેર જમનાજીના કાંઠા ઉપર છે. રાજ્ય
ઇંગ્રેજી છે.

આ શેહેરની વસ્તીનો ઘણો ભાગ હિં-
દુસ્થાની તથા થોડો મારવાડના લોકોના જેવા
પેરવેસ તથા બોલીથી છે, આ શેહેરમાં ના-
મદાર સરકારનો અમલ છે, તેથી લોકોની
સુખાકારીનો બંદોબસ્ત સારો છે. બજાર વિ-
ગરેના ધોરી રસ્તા ઘણા સાંકડા છે, તોપણ
અજમેરના મુકાબલે સારી હાલતે છે. વેહેપા-
રની ઉજળામણ જેપુરના મુકાબલે મધ્યમ
છે. વસ્તીના મકાન પથરની બાંધણીનાં ધા-
બાદાર છે, તથા ભાષા ઇંગ્રેજી અને હિંદુસ્તા-
ની તથા ઉરદુ બોલવા તા. લખવામાં ચાલે છે.

આ શેહેરથી આશરે એક મૈલ દુર જમનાજીના કીનારાપર તાજબીબીનો રોજો તથા તેને ફરતો બાગ છે, તેની શોભા અદભુત છે. રોજામાં નકશી કોતરણી તથા રંગબેરંગી મીનાકારી જેવી જાળીઓ આરસપાણની છે, તેના મુકાબલામાં આબુ ઉપર જૈન લોકોના મ્હોટા દેહેરામાં જે કોતરણીનું કામ જોવામાં આવ્યું છે તેની બરોબરીનું આ કામ કહી શકાય નહી, તોપણ આ કામ ઘણા ચાતુર કારીગરોનું કરેલું આનંદ ઉપજાવે તેવું છે, ને બાગ તથા મીનારો તથા હોજ વિગરે જેજે કામ છે તે પણ વખાણવા લાયક ઉપમાથી ભરપુર છે.

શેહેરના દરવાજા નજીક કીલાનું મકાન તેને ફરતી જીવતા પાણીની ખાઇ છે, તે ઉપર પુલને રસ્તે સરકારથી રજા મળેલા માણસોને અંદર જોવા સારૂ જવાને બની આવે

છે. તે મુજબ અમોએ રજા મેળવી જોયું તો તે કીલ્લાના બૂરજો ઘણા મજબુત અને તોપો, ગોળા વિગરે યુદ્ધ સામગ્રીથી ભરપુર છે, અને કીલા ઊપર મ્હોટું મકાન છે, તેમાં પાદશાહ ની આરસપાણની પુરાતની બેઠક છે, તથા પાદશાહી વખતનું એક તખ્ત ( જે પાંડવોના રાજવખતનું) કેહેવાય છે, તે પણ આરશપાણનું સોભાયમાન કોતરણીનું છે, ને તેની પાસે રૂ-પાના પત્રાથી જડેલું એક બારણું રાખેલું છે, તે સોરટી સોમનાથના દેવળનું કેહે છે. શિવાય એ કીલામાં લશ્કરી લોકોને રેહેવાના બંગલા વિગરે છે ને તેમાં હાલ લસ્કરી લોકો રેહે છે, તે ઇમારતો પણ ઘણા સારા દેખાવની છે. ધાબામાં પથરનો એક બાજટ મુકેલો છે તે 'યુધિસ્ટર' રાજાના વખતનો કેહવાય છે, અને રંગમંડપની સામા પથરની મ્હોટી કુંડી આશરે પંદર મણ અનાજ માય તેવી છે, તે

કુંડી ભીમની ભાંગ ઘુંટવાની કેહે છે. અત્રે સેત્રંજીઓ, ગલીચા અને બીજા શીયાળુ સુખના ઓરણાં, પાથરણાં સારાં બને છે. આંહી આવ્યા બાદ, મથુરાંજી જઈ જમના પાન કરવા તથા ત્યાંના દેવનાં દરશણ કરવા જવાની ઇછા થઇ, તેથી મથુરાંજી તરફ જવાનો વિચાર કર્યો.

માગશાર સુદ ૯ બુધવાર તા૦ ૧૬ ડીસેબર સન ૧૮૮૫ ને રોજ શ્રી મથુરાંજી પોહોચ્યા. ત્યાં શેહેરમાં માણેકચોકમાં ભરતપોરવાળા મુનશીની હવેલીમાં મુકામ કરયો.

રેલવે સ્ટેશનથી શેહેરની વસ્તી આશરે ૧ મૈલ દુર છે. ત્યાં જવાને સડક છે, તેથી જવા આવવાને ઘણી સારી સગવડ છે. આ શેહેરમાં નામદાર અંગ્રેજ સરકારનો અમલછે, તેથી સુધારા તથા રૈયતની સુખાકારીનાં સાધનો સારાં જણાય છે, તમામ શેહેરની વસ્તીમાં પાકા પથરથી ફરસબંધી છે, અને કોઇ

જગે ગલીચી જોવામાં આવતી નથી. બજારો ઘણાં છે, તેથી જોઇતી વસ્તુ મળી આવે છે. બજાર ભાવનો ગુજરાત સાથે મુકાબલો કરતાં સોંઘવારી સારી છે. શેહેરની વસ્તીના ઘરો તથા દુકાનો પથરનાં છે, અને છાપરાને બદલે ધાબાબંદી છે, પણ પુરાતની શેહેરની વસ્તીને લીધે કેટલીએક જગોનાં મકાન જીરણ થઇ ગએલાં છે ખરાં. શેહેરને ફરતો કોટ તથા દરવાજાને દરેક જગે પોલીસ ચોકીઓ છે. શેહેરમાં આશરે ત્રીસ હજાર ઘરની વસ્તી છે, તેમાં ચોબે લોકોની વસ્તી આશરે ૩૨૦૦ પુરૂષ ને ૨૪૦૦ ઓરતની છે, તે ફકત ભીક્ષાવ્રતી તથા વ્યાજુ વેહેપાર ઉપર ગુજારો કરેછે. શિવાય ભીખ માગી ગુજરાન કરનારા ઘણા છે. તેના નિર્વાહને સારૂ જાત્રાળુ લોકો તથા સદગ્રહસ્થોએ સદાવ્રત માંડેલાં છે, તેથી સંતોષ પુર્વક ગરીબનો નીર્વાહ થાય છે. શેહે-

રમાં નામાંકીત શાહુકાર તથા વેહેપારીઓ છે, તેમાં શેઠ લખમીચંદ મણીરામ તથા ધનશા મહાસ ધુસામલ તથા ફકીરચંદ નાગરદાસ, હીઅવાળા હરપ્રસાદ દેવીદાસ, ઝવેરી ગોકળચંદ વીઠલદાસ, કાપડવાળા ગોપીનાથ રાવચંદ તથા સાલંગરામ ગોપાળદાસ તથા કંદોઇ શ્રી ગોપાળદાસ, એ લોકો નામાંકીત કહેવાય છે. વસ્તીનો ઘણો ભાગ હીંદુ ધર્મવાળા ને બોલી તથા પેહેરવેસ હીંદુસ્થાની તથા લખાણ બાળબોધ તથા ઉરદુ જબાન તથા ઉરદુ લીપીનું છે. સરકારની કચેરી તથા કોરટો શેહેર બહાર કાંપમાં છે, ત્યાં જવા આવવાને સડક બનેલી છે, તેથી અરજદારોને જવાને બીલકુલ અડચણ રહેતી નથી, તેમ વસ્તીને પણ કોઇ પ્રકારની ઇજા હરકત સંભળાતી નથી. માત્ર લાલ મ્હોડાનાં માંકડાં લોકોને ઘણો ત્રાસ પમાડે છે, તેને સારૂ તમામ મકાનોને જાળીઓ મુકેલી છે.

શેહેરમાં હીંદુ ધર્મનાં પ્રાચીન દેવસ્થળો ઘણાં છે, તેમાં મુખ્ય પુષ્ટી માર્ગીનાં મંદીર શ્રી દ્વારકાંનાથજી, શ્રી દાઊજી, શ્રીમદનમોહ નજી, શ્રીગોકુળનાથજી, શ્રી ગોવરધનનાથજી, શ્રી દીર્ઘવીષ્ણુજી, એ છ મંદીર મ્હોટાં છે, શી વાય મર્યાદા પુરૂષોતમનાં ૧૦ મંદીર છે, ગો-સાઇજી માહારાજ મંદીરમાં જાતુ બીરાજે છે, ને ઠાકોરજીની શેવા ભાવ પુર્વક કરી વૈષ્ણવને સુખ આપે છે.

હવે શ્રી જમનાંજીના ઘાટ તથા તેના મહાતમ વિશે યથા શકિત વર્ણન કરૂંછું. શ્રીજમુ-નાંજીનો ઘાટ પાકા પથરથી બાંધેલો છે, તથા તે ઊપર મ્હોટા મકાનો, ધર્મશાળા તથા દેહેરાઓથી અપુર્વ શોભા આપે છે.

શ્રી જમનાંપાન કરવા સારૂ ગોર નરોતમ માધુ પાસે અમારા વડીલ દરબાર શ્રીએ કરી આપેલો લેખ હતો, તે જોઇ અમોએ પણ એ

નરોતમ મજકુરને આ તીરથનો ગોર મુકરર કરી તેના અનુમત પ્રમાણે શાસ્ત્રની વીધી પુર્વેક યથા શક્તિ ક્રીયા કરી પુન્ય દાન કરયું તથા જમનાંજીમાં સ્નાન કરી દેહ સુધી કરી તથા જમનાંજીની પરીક્રમા ગોરને સાથે રાખી કરી તેનું વર્ણન કહુ છું.

પ્રથમ શ્રી વીશ્રામઘાટ નાહયા, ત્યાંહાં શ્રી કૃષ્ણજીએ કંસને મારી એ ઘાટ ઉપર સ્નાન કરી વિશ્રામ લીધો હતો, ત્યાંહાં શ્રી આચારજી મહા પ્રભુજીની બેઠક છે, તેનાં દરસન કરયાં ત્યાંથી બળભદ્ર ઘાટ તેના ઉપર ધારા છે, ત્યાંહાં ગતશ્રમની પરીક્રમા છે, જોગ ઘાટ છે, અને પ્રાગ ઘાટ છે, તેના ઉપર રામેશ્વર મહાદેવનું દેહેરૂ છે, તેનાં દરસન કરયાં, ત્યાંથી શામઘાટ, કનક્ષેત્ર, તીદુકનામ તીર્થ, બંગાળઘાટ, સુર્યઘાટ અને ધ્રુક્ષેત્ર છે, તે જગે ધ્રુજી એ તપ કરેલું છે. ત્યાંહાંથી શપ્તરૂષીનો કો-

ટીલો કહે છે, તે જગે શપ્તરૂષીએ તપ કરયું છે, કોટી તીર્થ છે, ત્યાંથી રામ કોઠી છે તે ઠેકાણે રામચંદ્રજીએ તપ કરયું હતુ; તેની આ-ગળ બુધ્ધી તીરથ છે, તેની આગળ રંગભુમી છે. ત્યાં કુબડીઆ હાથીને તથા મલોને મા-રયા તથા ગાંડીવ ધનુષ તોડયું, અને કંસને મારી ઉગ્રસેનને તીલક કરયું, ને રંગેશ્વર મહાદેવની સ્થાપના કરી છે, તેનાં દરશાન ક-રી. તેની આગળ સપ્ત સમુદ્ર કુપ છે, તેની આગળ પોતરા કુંડ છે, તેની પાસે કેશવ દેવ જીનું મંદીર છે; ત્યાંહાં કૃષ્ણ કુપ છે, ત્યાંથી આગળ કુબજા કુપ છે, ત્યાંથી આગળ વી-ધા દેવીનું સ્થાનક છે; તે પાંડવોએ સ્થાપ-ન કરયું છે. આગળ સરસ્વતી કુંડ છે, તેની આગળ ઉતરકોટી તીર્થ છે, તેની આગળ ગઉકરણેસ્વર મહાદેવજીનું સ્થાનક છે, ત્યાં હાં ગૌતમરૂષીની સમાધી છે, તેથી આગળ

સરસ્વતી સંગમ છે, ત્યાંથી દશાસમેતનો ઘાટ છે, ત્યાં અમરીશ કોટીલો છે, ત્યાંહાંથી કૃષ્ણ ગંગાનો ઘાટ છે, એ ઘાટ ઉપર સુધ્ધ મનથી ન્હાય તેનો કોડ જાય, એમ મહાતમ છે, આગળ શોમ તીર્થ છે, ત્યાંહાં ઘાટ વર-મ છે, તેની પાસે મુકતી તીર્થ છે, તેની આ-ગળ વૈકુંઠ ઘાટ છે, તે શ્રીજમનાંજીની ધારા પતન છે, તેની આગળ ગૌઘાટ છે, તેની આ-ગળ વારાહ ક્ષેત્ર છે, ત્યાંહાં વ્રાહજીનું સ્વરૂપ છે. ત્યાંહાં અશકુડાનો ઘાટ છે, ત્યાંહાં શીવ-લાલ કુરાડ છે, એટલાં ધામ શ્રી જમનાંજીની પરીક્રમામાં ગોર નરોતમે બતાવ્યાં, તેનાં દર સન કરી ચરણામ્રત લીધું, ને યથા શકિત દ-ક્ષણા આપી. આ સર્વે સ્થાનક જોતાં તે પ્રા-ચીન જણાય છે, કેટલીએક જગાતો પડી જ-ઇ તેની ફકત નામથી ઓળખ રહી છે, પણ સર્વે ધામ ઉપર વ્રક્ષ લતા વગેરેથી મનને ઘ-ણો આનંદ થાય છે.

## ધોળ.

ધન શ્રી જમુનાં કૃપા કરી,
શ્રી ગોકુળ વ્રજ સુખ આપજો;
વ્રજની રજમાં અહરનીષ,
હમને સ્થીર કરીને સ્થાપજો. ૧
તમે મ્હોટાછો શ્રી મહારાણી,
તમે જીવ તણી કરૂણા જાણી;
શરણે અમને લેજો તાણી,
ધન શ્રી જમુનાં કૃપા કરી. ૨
શ્રી વંદ્રાવનની વાટમાં,
ન્હાવું શ્રી જમુનાંના ઘાટમાં;
વાહાલે રાસ રમાડ્યા એક રાતમાં,
ધન શ્રી જમુનાં કૃપા કરી. ૩
ચાલોતો થઇએ વ્રજવાશી,
પરીક્રમા કરવી ચોરાશી;
માહારા જનમ મરણની ટળી ફાંશી,
ધન શ્રી જમુનાં કૃપા કરી. ૪

પધરાવો સપ્ત સ્વરૂપ સેવા,
આરોગાવો મીઠા મેવા;
વૈશ્નવને લાભ ઘણો લેવા,
ધન શ્રી જુમનાં કૃપા કરી. ૫
ગોકુળ મથુરાંની ગલીઓમાં,
માહારાજ મુજને ત્યાં મળીયા;
મારા જનમ મનોરથ સફળ થયા,
ધન શ્રી જુમનાં કૃપા કરી. ૬
નંદજીનો વ્હાલો વનમાળી,
કાળદ્રી કાંઠે ધેન્ય ચારી;
વાહાલો હશી હશી હમશુ લે તાળી.
ધન શ્રી જુમનાં કૃપા કરી. ૭
જીવ જાણે શ્રી જમનાંજી ન્હાઇએ,
હેવા અખંડ વ્રજવાસી થઇએ;
નોતમ લીલા નીત્ય ગાઇએ,
ધન શ્રી જુમનાં કૃપા કરી. ૮
સખી સમરોને સારંગ પાણી,

વૈશ્નવને વાહાલી એ વાણી;
એ લીલા હરીદાસે જાણી,
ધન શ્રી જુમનાં કૃપા કરી.
ગોકુળ વ્રજ સૂખ આપજો. ૯

ધોળ.

ધન શ્રી જમુનાં શ્રી ગોકુળ,
નીકટ બીરાજે નીત્ય નવલે રંગે;
ત્રટ તુરંગ તણા આભ્રણ સુંદર,
સોહીએ સામળીયા મળ્યા હતા વાટે. ટેક.
અલોકીક ડીગર રાજે,
ત્યાં વૈશ્નવ ઘેર ગાજે;
ત્યાં મંદીર શોભા સૂખ સાજે. ધન શ્રી. ૧
ત્યાં નીત્ય ક્રીડા નંદલાલ કરે,
વ્રીજ જુવતીના જુથ હરે;
ત્યાં રમણ રેતી તાપ હરે, ધન શ્રી. ૨
જ્યાં કુશુમ દ્રુમ બનેલી સોહીએ,
જેને દીઠડે ત્રીભોવન મન મોહીએ;

ત્યાં અખંડ આનંદ નીત્ય વ્રતી હોએ.ધનશ્રી.૩
ત્યાં કમળ કમળ રસ રંગ ભરીઆ,
પ્રીતમ ઉપર અતર પરવરીઆ;
આવે મધુકર અંત કારજ સરીઆ. ધન શ્રી.૪
ત્યાં ગોવરધનગીરી સગ ડોલે,
ત્યાં બ્રીજબાશી મુખ્ય યસ બોલે;
નહી તપ તીરથ વ્રત તે તોલે. ધન શ્રી. ૫
ત્યાં વીશ્રામ ઘાટ મધુપુરી જાતા,
ત્યાં બેઠક વલભ સુખ દાતા;
બીજા ઘાટ અનેક મુનીવર દાતા. ધન શ્રી. ૬
ત્યાં ઉતરી શ્રી વસુદેવ આવ્યા,
કોયલા ઘાટ શ્રી વલભ મન ભાવ્યા;
એવા જસોદા ઘાટ લખી લાવ્યા. ધન શ્રી. ૭
ત્યાં બ્રમાંડ ઘાટ મરતીકા મીઠી,
છડી દરસન વસંત સમે દીઠી;
ત્યાં ગોપ કુંપ અધર રસ છુટી. ધન શ્રી. ૮
ત્યાં ગોકુળ મહા વન ગીરધારી,

ત્યાં જમલા અરજન સુખકારી;
બાલે પુતના પ્રગટ સંહારી. ધન શ્રી. ૯
ત્યાં ગોકુળ શ્રી મહા પ્રભુ રાજે,
બ્રહ્મ છોકર નીત્ય ગુણ ગાજે;
શ્રીઠકરાણી ઘાટ જોઇ ભવના ભય ભાજે.ધનશ્રી.૧૦
ત્યાં જગનનાથ ઘાટે ન્હાતાં,
અષ્ટ શાખા બ્રહ્મ પાટ નીત્ય ગુણ ગાતાં;
ત્યાં રાવળ રજ નીત્ય પ્રિત્ય જાતા. ધન શ્રી.૧૧
ત્યાં દાસ ગોવરધન ગુણ ગાઇએ,
કરો કૃપાતો વ્રજવાશી થઇએ;
મન કર્મ વચને આનંદી થઇએ,
ધન શ્રી જમનાં શ્રી ગોકુળ,
નીકટ બીરાજે નીત્ય નવલે રંગે. ધન શ્રી. ૧૨

ગરબો.

કરૂ હું શુભ ચીતે શુભ ધ્યાન,શ્રીજમનાંતણું રે લોલ.
જેણે વરીયા પુરૂષ પુરાણ,એ મ્હોટાપણું રે લોલ.
રૂડો રવી જગ દીપક રાય, તે તમ તાતછે રે લોલ.

પુછે સઊ પ્રાણીને જવાબ, તે જમ ભ્રાત છે રે લોલ.
ખરીતું મદન મનોહર માતા, કથન હું શું કરૂ રે લોલ.
જે પ્રભુ કોટી રતી પતી રૂપ, ચીત તેનું હર્યું રે લોલ.
માને નીરખ્યાં ધરી કરી ભાવ,જપ સૌ જાપીયા રે લોલ
રૂડુ શરણ મળે વ્રજરાજ, તપ સૌ તાપીયા રે લોલ.
રૂડો મહીમા સમજી મન, શુભ જળ ચાખતા રે લોલ.
નવ ગણી મનથી નીજ તન, શરણે રાખતા રે લોલ.
ગણી નીજ ભાણેજ યમરાજ, જનને ના હણે રે લોલ.
તેથી કદી ન જશે યમ દ્વાર, એમ નકી ભણે રે લોલ.
થઇ પ્રભુ પ્યારીજ કૃપાળ, કર જેનો ધરે રે લોલ.
જે પ્રભુ કીંકર છે યમ રાજ, પછે ત્યાં શું કરે રે લોલ.
ભવ તારણ ગુણનો પ્રભાવ, છે તમ નીરમાં રે લોલ.
અતી દુઃખ હર સરળ સ્વભાવ,તે તમ તીરમાં રે લોલ.
છે રસ મય રાણી નીર, હરીનો વાસ છે રે લોલ.
જ્યાં વ્રજ વીનતા સુ નીત, રસીલો રાસ છે રે લોલ.
શુભ દાણ તણો છે ઘાટ, જ્યાં જાચ્યાં મહી રે લોલ.
હર્યાંછે અંબર પ્રભુ ચીર ઘાટ,ફરી દીધાં સહી રે લોલ.

કોઇ રાય રૂષી મુની જન, ત્રટે તપ આચર્યા રે લોલ.
મહા કરૂણા બળનો પ્રભાવ, ઝટપટ તે તર્યા રે લોલ.
શુભ ગંગા જે આ઼઼ી મણાય,યમ ભય હારણી રે લોલ.
પ્રભુ ચરણ તણો તે પ્રવાહ, મહા સુખ કારણીરે લોલ.
છો આપ અમીત જળ રૂપ, પ્રભુ શ્રી અંગથીરે લોલ.
નહી થાય બરોબરી આપ, માતા ગંગથી રે લોલ.
માતુ અતી અપરમીત રૂપ,મતી નથી પોચતીરેલોલ.
જેને આપ ઉપર વિશ્વાસ, પામે છે શ્રી પતી રેલોલ.
માની કીરતી અપરંમ પાર,સર્વ શીરોમણીરે લોલ.
છે લાલ મતી જેમ બાળ, સકે તે શું ભણી રે લોલ.

શેહેરમાં પ્રાચીન કાળમાં કંસ રાજા હતા, તેમનો મેહેલ જમનાંજીને કાંઠે ઘણો મ્હોટો હતો. તે જગા જોઇ તો એક ઊંચા ટેકરાપર મકાનના પાયાની નીશાણ છે, તે ઉપરથી કહી શકાય છે જે એ જગોપર રાજ મેહેલનું વિશાળ મકાન હોવું જોઇએ. હાલ એ ટેકરાની એક બાજુએ સરકારથી સ્કુલનું મકાન કરેલું છે, તેમાં

છોકરાઓ ભણે છે.

જમનાંજીમાંથી પાટસ્થળને સારૂ નેહેરો કાડેલી છે, તેથી ખેડુતને પાણી પ્હોચે છે, એટલે ખેતીનું કામ ઘણું સારૂ ચાલે છે, નેહેર થવાથી જારે નેહેર મારફતે પાણી લે છે તે વેળા થોડું પાણી ઓછું થઇ ઘાટનાં એક બે પગથીયાં ખુલાં થાય છે, ને નેહેરમાં પાણી લેઇ ચુકયા પછે પાછાં પાણી વધી બરાબર થાય છે.

જમનાંજી ઉપર રેલવે ત્રેનને આવવા જવા ઘણો મજબુત અને શોભાયમાન પુલ બાંધેલોછે.

દર રોજ સમી સાંજના જમનાંજી ને વીશ્રામ ઘાટને આરે આરતી થાય છે, તે વેળા દરસન કરવા ઘણા લોક મળે છે અને તેજ વખતે માંકડાં પણ ત્યાં ઘણાં ભેગાં થાય છે. નદીમાંના મ્હોટા મ્હોટા કાચબા ઘાટના પગથીયાપર આવે છે, તેઓને ખાવાને લોકો ચણા નાંખે છે, તે ખાવાને માંકડાંઓ પણ કાચબાની પીઠ

ઉપર બેશી કુદા કુદ કરે છે. આરતીની સાથે તે તમાશો પણ લોકોને આનંદમય લાગે છે.

રાસલીલા જોવા સારૂ મથુરાં તાબે છાત પ્રમણાનું ગામ કરેલાના રાસધારી રાધાકૃશ્ન તથા ગોવરધન તથા ચુનીલાલને બોલાવી દીન નવ રોજ રાતના રાસલીલા કરાવી જોઇ, તેથી અતી આનંદ થયો. એ રાસમાં જે જે ખેલ થયા તેની વિગત.

મથુરાંજીની લીલા, પુત્ના વધ, કાગાસુર વધ, શ્રીધર બ્રાહ્મણનો વેષ, ગઉ ચારણ લીલા, ધેનુકાસુરનો વધ, અગાસુર વધ, બકાસુર વધ, ગોવરધન ધરણ લીલા, કાળી નાગ દ-મણ લીલા, માન લીલા, પનઘટ લીલા, રાસ પંચ અધાઇ લીલા, કેશી વધ, પ્રલંબ વધ, દાણ લીલા, વછ હરણ લીલા, કંસવધ લીલા, એ મુજબ રાસ જોયા, તે રાસધારીની કળા કૌશલ્ય અને ચપળતા વખાણવા લાયક દી-

ઠામાં આવી છે. આ પ્રમાણે તીર્થ ગોર નરોતમ માધુએ અમોને જાત્રા કરાવી ખુશ કરચા તેથી અમોએ અમારા વડીલ દરબાર શ્રીના કરી આપેલા લેખ ઉપરથી નીચે પ્રમાણે તેને નવો લેખ કરી આપ્યો.

શ્રી મથુરાંજીના વાશી ચોબે નરોતમ માધુ લા૦ સ્વસ્થાન શ્રી સાણંદ જીલ્લે અમદાવાદના મહારાણા શ્રી રણમલશંગજી તથા માતુ શ્રી બાશ્રી રૂપાળી બા મુકામ મથુરાં, જત તમોને હમારા વડીલ દરબાર શ્રીએ અહીંના તીરથ ગોર સ્થાપન કરી સંવત ૧૮૭૨ ના ચૈત્ર વદ ૮ ના રોજ લેખ કરી આપ્યો છે, તે લેખ તમોએ હમને બતાવ્યો તે જોઇ અમે શ્રી જમનાંજીની જાત્રા કરવા આવ્યા છીએ તેમાં તમોને હમારા તીર્થ ગોર મુકરર કરી રાખ્યા છે, તે જાણવું. સંવત ૧૯૪૨ ના પોસ શુદ ૧૧ વાર શની.

ત્યારબાદ મથુરાજીમાં મુકામ રાખી શ્રી ગો-કુળ, વંદ્રાવન, શ્રી ગીરીરાજ અને તેની પરી-ક્રમા કરતાં માગશર વદ ૧૪ ભોમવારે ભરત પોરના રાજનું ગામ મોજે દીગ આવ્યા, એ ગામમાં રાજાસાહેબે બાગ તથા મેહેલ બના-વ્યા છે, તેની તારીફ સાંભળી રાજના અધિ-કારીની પરવાનગી મેળવિ એ ભોવન જોઊ.

એ દીગભોવનને લગતો જે બાગ છે, તે આશરે વીઘા ૫૦ નો છે, તેમાં પાણીનાં સ્થળો તથા ફલ ફુલનાં ઝાડો પ્રફુલીત છે, ને તેની શોભા ઘણી સારી છે. બાગની એક બાજુએ કુંડ સરખું તળાવ, ડુંગરમાંથી કોરી કાડેલું અથાગ પાણીથી ભરપુર છે, તેના કીનારા ઉપર આરસપાહાણનો એક મ્હોટો મેહેલ છે, તેના ત્રણ મજલા ખુલા છે, ને બે મજલા પા-ણીમાં ડુબેલા કહે છે. તે જેમ જેમ પાણી ઓ-છું થાય છે તેમ તેમ દેખાય છે. એવું ત્યાંના

લોકોના કેહેવામાં છે. જે ત્રણ મજલા જોયા તે એક બીજાને વીસારો આપે હેવા સૂંદર બાંધણીના અને દરેક ખંડ તથા તેમાંના ઓરડા ચીત્ર કામથી બનેલા છે. અજાણો માણસ એ મકાનમાંથી પાછો નીકળતાં ભુલી જાય તેવું પણ છે. જે સભા મંડપ છે, તેમાં પુર્વે હસ્તીનાપુરની ગાદીએ જે રાજા થએલા તે તથા બીજા રાજાનાં ચીત્રો નામ સાથે કાહાડેલાં છે. શિવાય ઠામ ઠામ ફુંવારા છે, તેને સારૂ સાંભળવામાં આવ્યું છે, કે ગરમીના દીવશમાં આ તમામ ફુંવારા જયારે એકી વખતે છુટે છે, ત્યારે વરસાદની ગરજના પ્રમાણે ગગડાટ થઇ અતીશે શોભા આપે છે.

આ કામ તથા મેહેલ તથા બાગની ખુબી અપુર્વ છે, તથાપી આબુ ઊપરના બે મ્હોટાં દેહેરાં તથા આગ્રા મધેના ચાંદબીબીના રોજામાં જે કોતરણીનું નકશી કામ જોવામાં આ-

વ્યું છે, તે પ્રમાણે કોતરણીનું કામ નથી, એ-
ટલીજ તેમાં અપુર્ણતા કહી શકાય છે.

દાગથી નીકળી પરમોદ ગામ આવ્યા, તે
માં સુદામાજીની બેઠક છે, તેનાં દરસન કરી
ઇદરોલ ગામ તથા ઈંદરકુપ જોઇ કામ વન
આવ્યા, કામવન ગામ પુરાતની વસ્તીનું કેટ-
લાંએક ઘરો પડી જવાથી ઉજડ સરખું થયું
છે, પણ એ ગામમાં શ્રી ચંદ્રમાજી તથા શ્રી મ-
દનમોહનજીનાં મ્હોટાં મંદીર જેમાંના ઠાકોર
જી આગળ જેપોરમાં બીરાજતા હતા. તે રા-
જની ઇતરાજીથીકામવનમાંપધાર્યાછે. એ મં-
દીરમાં હાલ શ્રીગોપાળલાલજી બીરાજે છે,
તેમનાં દરસન કરી શેવા ભેટથી પોહોચી શ્રી
ગોપાળલાલજી કુચ કરવાની આજ્ઞા લીધી.
શ્રી ગોપાળલાલજી મહારાજની તરફથી જા-
ત્રાળુ વૈસ્નવને સુખ મળવાને સંતોષ પુર્વક
નજર તથા સંભાળ રાખવાનો બંદોબસ્ત

ઠીક છે, તેથી વૈશ્નવો ખુશી રહેતાં દરસન નો લાભ સારો થાય છે.

કામવનમાં એક રાત રહી બીજે રોજ કુચ-કરી વિદ્યાદેવીનું સ્થાનક, ગોવિંદ દેવ, નીત્યા નંદ ઠાકોર, ગયા કુંડ, કાશી કુંડ, ચોરાશી થાંભલાનું પથરનું મકાન પુરાતની જોઇ, રાધાવલભ, ધરમરાજના સ્થાનકે કામેશાર મહાદેવનું દેહેરૂ, પાંચ પાંડવની જગા, પંચ તીરથી ધરમ કુંપ, બીમળ કુંપ, રાધાક્રશ્નનાં ચોવીસ મંદીર, બીમલ્ર દેવી, દેહ કુંડ જોઈ દેવનાં દરશણુ કરી પોસ શુદ ૧ બુધવારે બર-સાણે આવ્યા. ત્યાં અષ્ટ સખીનું રાજા બ્રીષ ભાન, કીરતી રાણી; સુદામો, મહીભાન, સુખદાદી, રાધાક્રશ્નનાં બીજાં મંદીર, ભાનું કુંડ, કીરતન કુંડ, માનઘઢ, દાનઘઢ, સાંકડી ગલી, ઢેબર વન; મહા પ્રભુજીની બેઠક, ક્ર-શ્ન કુંડ, મોરકુટી જોઇ દેવનાં દરસન તથા

તીરથનું ચરણામ્રત લેઇ પોસ શુદ ૩ શુકર-
વારે નંદગામમાં પોહોચ્યા, ત્યાં મુકામ રાખી
પોશ શુદ ૪ શનીવારે પાછા મથુરાંજી આવ-
તાં નંદ ગામના મારગમાં પીરીઓ પોખર,
પ્રેમ શરોવર, પ્રેમ બીહારીનાં દરસન કરી તે
જગા ઉપર કદંબનાં ઝાડો છે, તેના ઝાડ ઉપર
લાગેલાં પાંદડાં, વાડકાની મીશાલે ઉગેલાં જો-
યાં. ત્યાંથી સંકેત બઠ, તે જગાએ રાધાક્રશ્નનાં
લગ્ન થએલાની ચોરી છે તથા શાંકટા દેવીનું
સ્થાનક છે. ક્રીસન કુંડ, છોકના ઝાડ નીચે
શ્રી મહાપ્રભુજીની બેઠક છે, જસોદા કુંડ, મ-
ક શુગંદન કુંડ તથા જસોદાજીની દહી વલો-
વવાની પથરની પુરાતની માટ તથા નંદજ-
સોદા તથા બળદેવજીનું મંદીર, નંદેશ્વર મહા-
દેવ તથા નાંદજસોદાજીનું સ્થાનક, પાન સરો-
વર બેઠક, છાછ કુંડ, છછીઆરી દેવી, ક્રશ્ન
કુંડ, સૂરજ કુંડ, ખીદર વન, ગરૂડ ગોવીંદનાં

દરસન કરી સાંજના શ્રી મથુરાંજી આવ્યા. આ સર્વે ધામ પુરાતની જોવામાં આવ્યાં. અને બ્રીજ ચોરાસી કોસની પરીક્રમામાં ઘણા દીવસ લાગે પણ તે તમામ જાત્રા કરવાને રાજસંબંધી કામને લીધે અવકાશ ન હોવાથી તથા ગોરના કેહેવાથી બ્રીજ ભુમીને ફરતી ગોળાકાર પરીક્રમા સંપુર્ણ થઇ, તે વચન માથે ચડાવી ગોરની પુજા કરી યથા શક્તી દક્ષણા, અલંકાર વસ્ત્રોથી પુજી ગોરને વીદાયગરી કરી તેનો આશીરવાદ લીધો, અને બ્રમ ભોજન કરી દક્ષણા દાન આપ્યાં.

—***—

## વ્રજ ચોરાસી કોસની વન જાત્રાની પરીક્રમાનું ધોળ.

જીરે પ્રથમ પ્રણામ શ્રી વીઠલનાથ;
એમના શેવક જનનો મળ્યો સાથ. ૧
ચાલો ચાલોરે વૈશ્નવ વ્રજમાં જઇએ;

શ્રી ગીરાધરીજીનીરખી ધણીયાતા થઇએ.૨
પેહેલા શ્રી જમનાંજી નાહીએ;
પરીક્રમા કરતાં હરીના ગુણ ગાઇએ. ૩
સર્વે ભગવદી મળી મધુવન જઇએ;
તાલ વન, કમોદ વન જઇ નાહીએ. ૪
સ્તુવન, ભેશારીને બોહોળા વન;
ત્યાંહાં તો રૂપી કુંડ નાહી થઇએ પાવન. ૫
નાહીએ રાધાકક્ષ કુંડ પ્રભુને ભજીએ;
શ્રી વલભ વીઠલની બેઠકે નમીએ. ૬
નારદ કુંડ કુસ ચોખરજે;
શ્રી પ્રભુનું ભજન મનશું કરજો. ૭
જીરે ગ્વાલ પોખર નાહીએ જે;
શ્રી ગીરધારીજીની તલેટીમાં લોટીએ દેહ.૮
શ્રી ગીરી ધરણ ધરનાં મંદીર જોવા;
ત્યાંહાં તો જનમ મરણનાં દુખ ખોવા. ૯
નાહીએ માનસી ગંગા ને બ્રમકુંડનાં સ્નાન;
શ્રી મહા પ્રભુની બેઠકે કરીએ પ્રણામ. ૧૦

દાન ઘાટીથી બીલછુ જાવું;
ત્યાંતો ચક્ર તીરથ મ્હોટું નાહાવું. ૧૧
પાપ મોચન, રૂણ મોચન વન;
લીલાના સ્થળ તેતો નંદન વન. ૧૨
ચંદ્ર કુપ સરોવર બટ મુળ;
મહાપ્રભુની બેઠકે થઇએ અનકુળ. ૧૩
શંકરષ્ણ કુંડ ગાંધ્રવ કુંડમાં નાહીએ;
ગોવીંદ કુંડ નાહી કૃતાર્થ થઇએ. ૧૪
મહાપ્રભુજીની બેઠકે ભોગ લૈ ધરીએ;
હેતે મળી હરી કીરતન કરીએ. ૧૫
જીરે અપછરા કુંડ ને પુછ રીજે;
જીણી શીલા ને લાગ ઉટ ઉટેરણી જે. ૧૬
હરી હીઆથી ગાઓનાં પગલાં;
એક મુગટ શીલાના દરસણ કરવાં. ૧૭
સમ ઢાંક બેઠક શ્રી જીની;
ત્યાંહાં રોક ગફા ગોવીંદ સામીની. ૧૮
બાંધ બાંધણે શીદુરી શેલાંરે ભલી;

હરજી પોખર સુર કુંડ ચર્ણુ રૂદ્ર કુંડલી. ૧૯
દંડવ્રત શીલાને નમાવા સીસ;
શ્રી ગોવરધન સ્થળની શોભા અતીસ. ૨૦
પુંજણી શીલાને ભોગ ધરવા;
નીત્ય આવે લોક દરસન કરવા. ૨૧
ગુલાલ કુંડ ગંઠોડી પરમદના વરણુ;
જીરે સકળ નંદા ને બદ્રી નારાયણ. ૨૨
કદબ ખડીને ઇંડોલી કામ વન;
નાહીએ પ્રેમ કુંડ વીમળ કુંડ નીર્મળ મન.૨૩
બીજા કુંડ ઘણેરા છે ત્યાંહાં;
આંખ મીચામણીની જગ્યા જ્યાંહાં. ૨૪
ચરણુ પાહાડી ને ઘસ શીલા;
ભાજન ઠારીને ભોગ કટોરા ભલા. ૨૫
જીરે ગફા એક વછા સૂરની;
સૂરભી કુંડ બેઠક શ્રી વલભની. ૨૬
સોનેરી કદમ બડી ધામ;
ત્યાંહાં ચીત્રામણની સેજ્યા ચીત્ર સમાન.૨૭

ત્યાહા તો દેહ કુંડ ન્હાવું ઉંચે ગામ;
ત્યાંહાં દરશણ કરવા રેવતી બળ રામ. ૨૮
ભાનુ ક્ષેત્ર બરસાના ગામ;
ત્યાં તો રાજ કરે રૂડા બ્રીષ ભાન. ૨૯
રાધીકાની સંગે અષ્ટ સખીઓ જાણ;
જીરે સાંકડી ખોહ ને ઘાટી દાણ. ૩૦
જીરે દાન ઘઢ, માન ઘઢ, હુઘડ મન;
જીરે દાણી કુંડ ને રત્ન કુંડ, ઢેબર વન. ૩૧
મહા પ્રભુજીની બેઠકને મોર વન;
જીરે નોબારી, ચોબારી, ભાડીવ વન. ૩૨
પરી પોખર સકેત બટ મુલ;
બીછલા કસ્ણ કુંડ ને રૂપી કુંડ. ૩૩
નંદ ગામ ને નંદ જસોદા માત;
શ્રી ક્રસણ સાથે બળદેવજી ભ્રાત. ૩૪
સુરજ કુંડને, મધુબન કુંડ સત્રળા,
તે જોઇને મન થયાં વીમળા. ૩૫
ચરણ પાહાડી ચરણ અંકુસ શીક્ષા;

દરશણ કરીને આવી-લીલા. ૩૬

દધી ગાલુ શે કુંડ ને કોટી વન;

ક્ષીર સાગર શેષ શાઇ ઇલવ વન. ૩૭

શ્રી જમનાંજી શ્રી બળરામ;

અખેબટ કાત્યાયની વ્રતના ઠામ. ૩૮

જીરે ગોપી ઘાટ ચીર હરવાના;

જીરે નંદ ઘાટ ઉતરવાના. ૩૯

ભાડવ વન જાવું નાવની વાટે;

ભાડીર કુવો ને બટ બીજોરી ઘાટે. ૪૦

વેલ વનમાં માન શરોવર સૂખ ધામ;

માકા શીલ્યા ને પીપરોળી માટ પાન. ૪૧

હ્યો વંદ્રાવન પ્રકટ્યા રાધા;

મહા વન બ્રમાને ઘાટે માટી ખાતા. ૪૨

શ્રી ગોકુળ મંદીર પ્રભુનાં સાત;

ત્યાંહાંતો રમણ સ્થળની શી કહુ વાત. ૪૩

શ્રી મહા પ્રભુની બેઠક છે જ્યાંહાં;

જીરે બ્રહ્મ સમંધની આજ્ઞા ત્યાંહાં. ૪૪

પેહેલા છોકર ઠકરાણી ઘાટ નાહીએ;
ગોપ કુવો નાહી બળદેવજી જઇએ. ૪૫
પછે વંદ્રાવન બનશી બટ જેહ;
પરીક્રમા સ્થળ આવ્યા તેહ. ૪૬
જીરે મથુરાં જનમ ભુમી વીશ્રામ;
જીરે સ્થળ સઘળા જોવાની હામ. ૪૭
ચોરાસી કોસની પરીક્રમા કરી;
સર્વે ભગવતી મળી ગુણ ગાઓ શ્રી હરી. ૪૮
જે કોઇ પાઠ ભણે ને નીત્ય ગાએ;
તેહને વન જાત્રા ફળીકજ થાએ. ૪૯
જે કોઇ પાઠ કરે નીત્ય નેમ;
તેહને હરીશું બાઢે અતી પ્રેમ. ૫૦
જીરે વન ઉપવન કીધા કરી જોડ;
વ્રજ ભુષણજીએ પુરચા કોડ. ૫૧
જીરે હરી ગુણ ગાએ જે દાસ;
તેહના મન તણી પુરણ થાએ આસ.
જીરે પ્રથમ પ્રણામ શ્રી વીઠલ નાથ;
એમના શેવક જનનો મળ્યો સાથ. ૫૨

## અષ્ટપદી

એહ વ્રજ મેરે મનાભાઇ જું,
શ્રીયમના શ્રીશ રામઘાટ નાહકે;
નીકે નેમ લેવાઇ જું,
મથુરાં દેવી દરસન કરી કે,
મહા પ્રભુ દરસાઇ જું. એહ વ્રજ. ૧
મધુ બન તાલકુદર બ્હોળા,
બન શાંતન કુરાડમે ન્હાઇ જું;
રાધા કુંડ ઓર ક્રશ્ન કુંડકી,
મહીમા બરનીન જાએ જું. એહ વ્રજ. ૨
ગોવરધનકી દે પરીક્રમા,
માનસી ગંગા નાહી જું;
પરમ દરા આહી બદ્રી,
વશા કરી ખોર મે આઇ જું. એહ વ્રજ. ૩
કામ કામ કામના પુરન,
એહ બન અતી સુખદાઇ જું. એહ વ્રજ. ૪
બટ સંકેત ખીદ્ર વન બસકે,

લીનો ચરન પુજાઇ જું;
શેષ નાગ છાયા હરી દરસન જ્યાં,
પોઢે હરી રાય જું. એહ વ્રજ. ૫
ખેલન બન ઓર ચોર ઘાટ પૈ,
નંદ ઘાટ દરસાઇ જું;
બળભદ્ર ભાંડોર સકળ બન,
માન શરોવર ન્હાઇ જું. એહ વ્રજ. ૬
કરી વીશ્રામ લોહ બનવાસે કર,
બળદાઉ દરસાઇ જું;
ગોકુળ ઓર મહાબન મહીમા,
સારદ હુના પાઈ જું. એહ વ્રજ. ૭
ધન ધન મથુરાં ધન વ્રંદ્રાવન,
ધન યશોદા માઇ જું;
જીનકી મહીમા કી કવી બરને,
પ્રગટે કુવેર કન્હાઇ જું. એહ વ્રજ. ૮
બારેહ બન બારેહ ઉપ બનકો,
લીલા ગાએ સુનાઇ જું;

સુરદાસ ભગવત ભરોસા,
ચીત ચરન તમે લાઈજું;
એહ વ્રજ રજ મેરે મના ભાઈજું. ૯

—*—*—

માગશર વદી ૭ સોમવાર તા. ૨૮ ડીસંબર સન ૧૮૮૫ ને રોજ મથુરાંજી મુકામ રાખી શ્રી ગોકુળ ગયા તેનો વ્રતાંત.

ગોકુળ જવાને સડક બનેલી છે, અને શ્રી જમનાંજી ઉતરવાને હોડીઓ ઉપર ઘાસઅને માટી નાંખી પુલ બનાવેલો છે, તે ઉપર થઇ ઘોડા ગાડી વિગરે જાય છે. તે પુલ ઉપર થઇ જવાને સરકારથી નિયમીત ટાકસ ઠરાવેલ છે, તે પ્રમાણે વસુલ કરવા મથુરાં તરફના કાંઠે સરકારી માણુસ રેહે છે, તે આદમી દીઠ ૩ પાઇ તથા ઘોડા-ગાડી વિગરેનો અમુક દર લેઇ ચીઠી આપે છે.

ગોકુળ ગામ પ્રાચીન વખતનું છે, તેથી તેમાંનાં મકાનો ગામડાના ઘાટનાં છે. રસ્તા પણ ઘણા સાંકડા છે; પણ જાત્રાનું સ્થળ હોવાથી તથા ગોસ્વામીઓની માફી જાગીરનું સ્થળ હોવાથી વેહેપારીની દુકાનો વગેરે છે. ને ઉજળામણ માત્ર જાત્રાળુંઓનીજ છે.

આ ગામમાં મુખ્ય મંદીર શ્રી ગોકુળનાથ જીનું તેનું મકાન મ્હોટું વીશાળ છે, તેમાં ઠાકોરજી બીરાજે છે ને ગોંસાઇજી શેવા કરે છે. બીજાં મંદીરો રાજા ઠાકોર, ગોપાળ લાલજી, નંદ જસોદાજી, આચારજી મહાપ્રભુજીની બેઠક, શિવાય જમનાંજીના ઘાટ ઉપર દેવ સ્થળો છે, તેથી ઘાટની શોભા પણ સારી દેખાય છે. આ ગામ નીચેથી જમનાંજીનો પ્રવાહ દુટી દુર ગયો છે. રમણ રેતીની જગાના તથા સર્વે મંદીરોમાં ઠાકોરજીનાં દરશણ કરી યથા શકતી ભેટ દક્ષણા આપી સાંજના મથુરાંજી આવ્યા.

આ જગાએ મુખ્ય શ્રી કૃશ્ના અવતારની લીલા થએલી તેના સ્થળો તથા કીનારાની શોભા અને જાત્રાળુ લોકોની આવજાવથી ભરપુર વસ્તીની, તેથી મનને હર્ષ પમાડે એવી છે.

ધોળ.

ચાલો સખી શ્રી ગોકુળે જઇએ,
વીનતી વાહાલાને કરીએ;
કે શેહેજે સૂખીયાં બહુ થઇએ, ચાલો સખી. ૧
ધન્ય ધન્ય શ્રી ગોકુળ ગામ,
પ્રગટ્યા પુરણ કામ;
જેહનું મુની ધરે ધ્યાન, ચાલો સખી. ૨
મળી સઉ વ્રજ તણી નારી,
પેહેરી કસૂંબલ સાડી;
કે લટકે ઘુંઘટડો મારી, ચાલો સખી. ૩
મળી સહુ સઇઅરની ટોળી,
પેહેરી પચરંગી ચોળી;
ચાલે ભમર ભોળી, ચાલો સખી. ૪

કર મુક્તાફળની જોતાં,
વદન સદન વાળી;
કે માંહો માંહે લે તાળી, ચાલો સખી. ૫
તોરણ બાંધ્યાં છે ટોડે,
જય જય શબ્દ જાચક બોલે;
કે વૈષ્ણવ જન મળીયા કોડે, ચાલો સખી. ૬
ધન્ય ધન્ય ઠકરાણી ઘાટ,
બેઠા શ્રી વીઠલ નાથ;
સોહીએ કુંવર સાત, ચાલો સખી. ૭
ધન્ય ધન્ય જમુનાંની લેહેરી,
મધુરી શી મોહનની વેણી;
સુણતાં થઇછું ઘેલી, ચાલો સખી. ૮
પ્રગટ્યા ગીરીવર ગીરધારી,
કરી વ્રજ લીલા વિસ્તારી;
માધવદાસ જોઇ જાય બલેહારી,
ચાલો સખી શ્રી ગોકુળ જઇએ. ૯

—*—*—

## ધોળ.

ચાલો સખી શ્રી ગોકુળ જઇએ,
નીરમળ શ્રી જમુનાંજીના નીર;
કે અખંડ વ્રજબાશી થઇએ. ચાલો. ૧
નીત્ય પ્રીત્ય શ્રી જસોદાજી ઘાટે,
મહા પ્રભુ ઉભા રંગીલી વાટે;
કે પ્રગટ્યા ભગતી રસીક માટે, ચાલો. ૨
શ્રી ગોકુળ પતી દાન દીએ ભારી,
અંગી કૃતને વ્રણી કીધી છે જયારી;
સદા પ્રભુ મહા મંગળ કારી. ચાલો. ૩
પ્રાણ જીવન મંદીર રાજે,
ભગત તણા મહા દુઃખ ભાજે;
આનંદ શ્રી ગોકુળમાં ગાજે, ચાલો. ૪
નયણાં ભરી પ્રીતમજી નીરખું,
જનમ સ્થળ સફળ કરી પરખું;
વ્હાલાજીના મુખડાં જોઇ હરખું, ચાલો. ૫
શ્રી ગોકુળ રંગ તણી રેલી,

લતા દ્રુમ ફુલી રહી બેલી;
નીર્ખતા થઇ રહી ઘેલી. ચાલો. ૬
સ્ફાટીક મણી શ્રી ગોવરધન સોહીએ,
શ્રી વંદ્રાવન જોતાં મન મોહીએ;
ત્યાં સ્થળ જનમ જનમ સોઇએ, ચાલો.૭
શ્રી ગોકુળ વશીએ રે હેલી,
મ્હારાણીજી સાર કરે વેહેલી;
ખેલું જઇ પ્રીતમજી પેહેલી, ચાલો. ૮
શ્રી મહારાણી દહેશ બહુ ભાવે,
ભગત સઉ દરસણે આવે;
માધવદાસ દેખી સુખ પાવે,
ચાલો સખી શ્રી ગોકુળ જઇએ. ૯

માગશાર વદ ૮ મંગળવાર તા૦ ૨૯ ડીશેંબર સન ૧૮૮૫ ને રોજ મથુરાંજીમાં મુકામ રાખી શ્રી વંદ્રાવન જઇ ત્યાંહાંના દેવસ્થળો તથા ઠાકોરજીએ જે જે ઠેકાણે ક્રીડા કરેલી તે જોયું.

વંદ્રાવન જવાને સડક બનેલી છે ને એ ગામ ન્હાનું છે, ત્યાંહાં જાત્રાળુ તથા વેરાગી લોકનીજ ઘણું કરી વસ્તી દેખાય છે. ગામમાં મર્યાદા માર્ગીનાં મંદીરો ઘણાં છે. તેમાં લખનોરવાળા શેઠનું બનાવેલું મંદીર ઘણું વીશાળ ને સુશોભીત બાંધણીનું અને તેમાં દીપમાળને સારૂ એક સ્થળ ઉભો કરેલો છે, તેના ઊપર સોનાનાં પત્રાં જડેલાં છે, તે અતી શોભા આપે છે, એ શિવાયનાં મંદીરો પણ સારાં સોભાયમાન છે. તે સરવે મંદીરોમાં જઇ દરસન કરી ભેટ કરી.

ત્યાંહાંથી જઇ રાસ ચોત્રો, ગોપેશ્વર મહાદેવ, જમનાંજીમાં કુદી કાળા નાગને કશ્ન મહારાજે કહાડેલો તે કદમનું ઝાડ તથા ત્યાંના મંદીરમાં દરસન કરયાં. એ કદમનું ઝાડ ઘણા વરશનું જુનું છે, એમ કહે છે. એ જગેથી જમનાંજીનો પ્રવાહ ઘણોજ દુર ગયો છે,

પરંતુ સરવે સ્થાનકે જોતાં પ્રાચીન કાળનું અને મનને આનંદ આપે એવું દેવતાઇ કામ તથા દેવતાઇ ભુમી જેવું જોવામાં આવ્યું. આ ગામમાં વેરાગી વિગેરે ભીખ માગનારા ઘણા છે, તે જાત્રાળુ તથા સદાવ્રત ઉપર આધાર રાખે છે.

ધોળ.

વરણવું શ્રી વંદ્રાવન સુખ ધામ કે,
શોભા ત્યાં ઘણીરે લોલ;
જમનાં નીર વહે ગંભીર કે,
ગોવરધન ગીરીરે લોલ. ૧
બનશી બટ સુંદર ઘન ગોર કે,
નીજ કુંજ છબી શી કહુરે લોલ;
ફુલ્યા ભાર અરાડ દ્રુમ કે,
નામ પણ શું કહુરે લોલ. ૨
ફુલ્યો ચંપો ને કચ નાર કે,
કમળ ને કેતકી રે લોલ;

ફુલી ગુલ બાટી ગુલ બાસ કે,
ચંબેલી માલતીરે લોલ. ૩
ત્યાં ઘન સ્યામ ચરાવે ધેનુ કે,
બજાવે વાંસળીરે લોલ;
સ્વર સુની ગોકુળની વ્રજ નારી કે,
ચીતડેથી ચળીરે લોલ. ૪
કીધા અવર સવલ શણગાર કે,
સઊ ટોળે મળીરે લોલ;
ચાલી સૌ સખીઓ મળી સાથ કે,
મુખ્ય વ્રખુ ભાનનીરે લોલ. ૫
આવી વંદ્રાવન શું ધામ કે,
જ્યાં ઉભા હરી રે લોલ;
કટીપર કર મુકયો વ્રજ નાથ કે,
અધર મોરલી ધરીરે લોલ. ૬
હેવી છબી જોઇને વ્રજ નાથ કે,
ઘણી થઇ આતુરીરે લોલ;
કીધા હાવ ભાવ સનમાન કે,

વધારી ચાતુરી રે લોલ. ૭

સુંદર શ્યામ હરી કર ઝાલ્યો કે,
ગયા મળી કુંજમાંરે લોલ;
મચ્યો ત્યાંહાં રાસ બીલાસ અનેક કે,
ઠરતી સુખ રંગમાંરે લોલ. ૮

હેવી લીલા અપરમપાર કે,
નહી ગાઇ સકુરે લોલ;
બદ્રી કહે શું ગાઉ કેમ કે,
હા ગતી મંદછુરે લોલ.
શ્રી વર્ણવુ શ્રી વંદ્રાવન શુ ધામ કે,
શોભા ત્યાંહાં ઘણીરે લોલ. ૯

માગશર વદ ૧૦ ગરેઉ તા૦ ૩૧ મી ડીસં-બર સન ૧૮૮૫ ને રોજ મથુરાંજીથી કોસ ૭ દુર ગીરીરાજછે ત્યાંહાંગયા. એ રસ્તેજવાને સડક છે. એ ગીરીરાજ મુળ શ્રીનાથજીની પ્રાગટની જગ્યા છે તથા શ્રી ક્રશ્નજીએ એ જગાઓમાં ક્રીડા કરેલી છે, તેથી આ જગાનું

ભારે મ્હાતમ છે. એ ગીરીરાજનાં દરશન કરતાં તે પુરવ પશ્ચીમ લાંબો વધારે છે. પણ ચોડાણમાં ઘણો વિસ્તાર નથી. એ ડુંગર ન્હાના ઝાડની ઝટાઓથી શોભાયમાન દેખાય છે, અને તેના પથરોમાં સોનાની રેખાનો ચળકાટ નજર આવે છે.

ગીરીરાજની પરીક્રમા કરવા નીકળ્યા, તેમાં પ્રથમ મુગટનાં દરસણ કરી માનસી ગંગા, રૂણમોચન, ચંદ્ર શરોવર, ચકલેશર માધેવ, હરદેવજી ઠાકોર, પાપમોચન, મહાપ્રભુની બેઠક, મનસા દેવીનું સ્થાનક, નિવ્રત કુંડ, ચંદ્ર શરોવર, પ્રાસોલી ગામ, ગોસાઇજી, વીઠલનાથજી, ગોકુળનાથજી, ગોવરધન નાથજી, એ ચાર બેઠકો એક મકાનમાં છે, તેનાં દરશણ કરચાં, ત્યાંથી આગળ ચાલ્યા તે આનોર ગામ, ત્યાંથી શંકર કુંડ, બળદેવજીનું મંદીર, સદુપાણ્ડોની બેઠક, ગોવિંદ કુંડ, મહા-

પ્રભુજીની બેઠક, ગોવીંદજીનું મંદીર, ગોવીંદ ઘાટી, અપછરા કુંડ, પુછરીના લોઠા, સ્યામ ઘાટ, સુરભી કુંડ, અઇરાવત કુંડ, ગોવીંદ-સ્વામીની કદમ ખડી, હરજી કુંડ, પછે ગોપાળપરા ગામ, ભોગ શીલા, મટુલાલ મહારાજની હવેલીમાં મંદીર, જાન અજાનનાં ઝાડ, દીનઘાટી, એ સર્વે ધામ દીન ૪ પરીક્રમામાં જોઇ ઠાકોરજીનાં દરસણ કરી અતી આનંદ થયો.

ધોળ.

પંદર, રાગ બીહાર.

શ્રી ગોવરધનકી રહીએ તલેટી,
શ્રી ગોવરધનકી રહીએ;
નીત્ય પ્રતે દરસન મદન ગોપાળ લાલ કે,
ચરણ કમળ ચીત લહીએ. તલેટી શ્રી.૧
તન પુલકીત-વ્રજ રજમાં લેટત.
ગોવીંદ કુંડમાં જયું નાહીએ;
રસીક પીતાંબર સબ રાકો બતીઆં,
શ્રીગીરધારીજી શું કહીએ; તલેટી શ્રી.૨

પદ.

શ્રી વલ્લભજીકો ભારી ભરોંસો,
વલ્લભજીકો ભારી;
કાયકુરે મન ભટકત ડોલત,
જ્યો ચાહીએ ફળકારી. ભરોંસો. ૧
શ્રી વીઠલ ગીરધર સબાળક,
જગત કીઆ ઓધાર;
પુરૂશોતમ પ્રભુ નામ મંત્ર દે,
ચરણુ કમળ શીર ધાર. ભરોંસો.૨

પોસ શુદ ૨ શુકરવાર તા૰ ૨૨ જાનેવારી સન ૧૮૮૬ ને રોજ અજમેરથી મુકામ ઉપાડી રેલવે મારગે ભીલવાડા સ્ટેશને આવી ગાડાં વિગરેનો બંદોબસ્ત કરી શ્રી નાથદ્વારા જવા સારૂ કાંકરોલી આવ્યા. આ કાંકરોલી ગામ ઘણું મ્હોટું નથી, તેમ મુસાફરોને રેહેવા ને ધર્મશાળા વિગરેની સગવડ નથી, તેથી ગામની બહાર રાય સાગરની પાળ નીચે મેદાનમાં મુકામ કરચો.

આ ગામમાં શ્રી દ્રુવારકાં નાથજી તથા બીજાં બે મંદીરો પુષ્ટી માર્ગનાં છે, તેનાં દરશણ કરી શેવાથી પોહોચ્યા, ને ગોસ્વામી શ્રી બાળકૃશ્નજી મહારાજ આ મંદીરમાં બીરાજે છે, પણ તે શ્રીજી દ્રુવાર પધારેલા તેથી તેમના દરશણે શ્રીજીદ્રુવાર રવાના થયા.

ધોળ.

ધન કાંકરોળી ગામ કે, વાલો વસે વ્રજના ધણીરે;
ધન કાંકરોળી ગામરે,દ્વારકાં નાથની શોભા ઘણીરે.૧
ધન કાંકુરોળી ગામ રે, પુરશોતમ શેવા કરે રે;
ધન કાંકરોળી ગામ રે, રલીયામણો રાય સાગર રે.૨
ધન કાંકરોળી ગામ રે, દુનીયાં દરશણે જાયછે રે;
ધન કાંકરોળી ગામ રે, માનુની મંગળ ગાય છે રે.૩
ધન કાંકરોળી ગામ રે, આનંદ ઓછવ થાય છે રે;
ધન કાંકરોળી ગામ રે, જે જે શરણે જાય છે રે. ૪
ધન કાંકરોળી ગામ રે, તેનું જીવતર સફળ થાયછે રે;
ધન કાંકરોળી ગામ રે, માધવદાસ ગાયછે રે,
ધન કાંકરોળી ગામ રે, વાલો વસે વ્રજનો ધણીરે.૫

પોશ સુદી ૧૧ શનીવાર તા. ૧૬ જાનેવારી સને ૧૮૮૬ ને રોજ મથુરાંજીથી નીકળી જેપુરમાં એક દીવશ મુકામ કરી અજમેર આવી પોશ સુદ ૧૪ ના રોજ શ્રી પુષ્કરજી ગયા, ને ત્યાંહાં એક રાત રહી સ્નાન દાન કરયું, એ પુષ્કરજીમાં તીર્થ ગોર મોહનલાલ્લ ઓમકારને માની તેના કહ્યા પ્રમાણે યથાશકતી ક્રીયાથી પોહોચી પાછા અજમેર આવ્યા.

પુષ્કરજીનું તળાવ ડુંગરની મધે સુત્રા પાણીથી ભરપુર છે, તેના કીનારા ઉપર આરાની સામી બાજુ ડુંગરની કડણમાં લીલોત્રી ફુલ ઝાડની વેલો છે, તેથી સૂગંધીદાર અતી રમણ્ય લાગે છે. જે બાજુએ આરા બાંધેલા છે, તેના ઉપર મ્હોટાં ધર્મશાળાનાં પાકાં મકાન તથા દેહેરાઓથી શોભા બની રહીછે. આ ગામમાં ચોબે લોકની વસ્તીનો જથોભારે છે, વેહેપારીઓની દુકાનો છે, તેમાં

જોઇએ તે જીનસ મળી આવે છે, અને કાર-
તીક માસમાં આ તીર્થમાં ભારે જાત્રાળુનો મે-
ળો ભરાય છે, નામદાર અંગ્રેજ સરકારના અ-
મલ નીચે અજમેર તાબાનું આ ગામ છે. તી-
ર્થ ગોરને દાખલા સારૂ લેખ કરી આપ્યો તે
નીચે પ્રમાણે છે.

શ્રી પુષ્કરજીના વાશી ગોર મોહનલાલ
ઓમકાર તથા દામોદર દીનાનાથ તથા કીશા-
નલાલ અંબાલાલ જીલે અમદાવાદ સ્વસ્થાન
સાણંદ મહારાણા શ્રી રણમલશંગજી તથા મા-
તુશ્રી બાઇશ્રી રૂપાળીબા જત અમો શ્રી પુષ્ક-
રજીની જાત્રા સારૂ આવ્યા છીએ, તેથી આ
તીર્થના ગોર તમોને માન્યા છે, હમારા
વંશમાં જે કોઇ જાત્રાએ આવે તે તમોને
માને, તે જાણવું. સંવત ૧૯૪૨ ના પોશ
શુદ ૧૫ બુધે.

પોસ વદ ૬ મંગળવારને રોજ શ્રીનાથ દુવારમાં શ્રીજીના વીલાસ બાગમાં મુકામ કરયો. એ બાગમાં જે જે મકાન છે, તે ધાબા દાર મેડીવાળાં છે, અને બાગમાં ફળ ફુલનાં ઝાડ તથા પાણીનાં સ્થળો ઉતમ છે, શ્રીજીના મંદીરમાં શ્રીગોસ્વામી શ્રીગોવરધનલાલજી ઉપનામ શ્રીલાલ સાહેબ બીરાજે છે, તે ઠાકોર જીની શેવા ઉત્સાહ પુર્વક રીતે કરી વૈશ્નવોને સુખ આપે છે.

આ ગામ પુરાતની અને મધ્યમ વસ્તીનું ડુંગરો વચ્ચે છે, પણ જાત્રાળું લોકની આવજા ઘણી તેથી વસ્તી ભરચક છે, અને વેહેપારની ઉજળામણ પણ સારી દેખાય છે. વસ્તીના લોક મારવાડ દેશના ને ભાષા પણ તેનેજ મળતી જણાય છે. આ ગામ ઉદેપોરના રાણા સાહેબના અમલ નીચેનું પણ શ્રીજીની ગાદીના મહારાજને અર્પણ કરેલું છે, તેથી સર્વે

અમલ્લ મહારાજના તાબામાં છે, તેથી તે કામ સારૂ મંદીર તરફથી કામદાર અનુભવીઓ રાખી રાજનું કામ ચલાવે છે. દફતર વિગરે બાળબોધ લીપીથી લખાય છે, ને હીંદુસ્થાની ભાષાથી ચાલે છે.

શ્રીજીના ભંડારની દેખરેખ અધીકારી ખેમજીભાઇના હવાલામાં છે, તે આબરૂદાર ગ્રહસ્થ ઘણા લાયકીવાળા છે, તેનાથી જાત્રાળુ લોકોને ઘણું સુખ મળે છે. હમારો મુકામ શ્રીજીદ્વારમાં દીન ૮ રહ્યા, તે વેળા વેળાનાં દરશણનું સુખ લાલસાહેબની કીપાથી સંપુર્ણ રીતે મળ્યું છે, અને કુમારશ્રી રણમલ્લશંગજીને નામ મંત્ર કંઠી બંધન શ્રી લાલસાહેબ પાસે સંવત ૧૯૪૨ ના પોસ વદ ૧૩ ના રોજ અપાવ્યું છે.

શ્રીનાથજીનું મંદીર તથા તેના આગળના ચોક ઘણા મ્હોટા અને અતી રળીઆમણા

છે. ઠાકોરજીનાં દરશણ કરતાં ત્યાંથી ખસવું ગમે નહી, હેવી અપુર્વ લીલા છે, તેમજ લાલસાહેબની શેવા શીંગાર અને એ બાબતમાં તમામ કામની ચાતુરતા અને ચપળતા અતી ઉતમ જોવામાં આવી છે, તેમજ શ્રી નવનીત પ્રીઆજીનાં મંદીરમાં શોભા બની રહી છે, વળી શ્રી બાળકૃસ્ણજી તથા વીઠલનાથજીના મંદીરમાં પણ શોભાનો પાર નથી. આ ઠાકોરજીના દરશણથી તથા તેના વૈભવથી પુરાણોમાં વૈકુંઠની લીલા સાંભળેલી છે, તેજ પ્રમાણે આ વૈકુંઠપુરી કહીએ તો બસ છે.

પદ.

શ્રીનાથજીનું વદન કમળ જોયું, જેણે શ્રી.
એકવાર શ્રીનાથજીનું વદનકમળ જોયું. ટેક.
મનુષ્ય દેહ ધરો તેનો સફળ છે,
જનમ મરણ દુખ ખોયું; જેણે શ્રી.૧

કોટી કલ્પનું મેલું થએલું મન,
એક પલકમાં ધોયું; જેણે શ્રી. ૨
મેવાડ દેશમાં બીરાજે મારો વાલમ,
શેષ શંકરે ચીત પોયું; જેણે શ્રી. ૩
કમળ ચોક, રત્ન ચોક, જગ મોહન,
જોયું રળું તેણે એક બાકી રોયું; જેણે શ્રી.૪
દયાના પ્રીતમ શું પ્રીત નથી જેને,
માત પીતાનું નામ વગોયું, જેણે શ્રી.૫

ધોળ.

વાંકે અંબોડે શ્રી નાથજી, ને સુંદર શ્યામ સ્વરૂપ;
શ્રી વલભ સૂત સેવા કરે,એ શ્રીગોકુળના ભુપ.વાં.૧
પાઘ બાંધે વાલો જરકસી, ને સૂંદર વાઘા સાર;
પટકાછે તે પચરંગના,સજીયા તે સોળશણગાર.વાં.૨
કેસરી તીલક સોહામણું, નાસીકા વીસ્વા ધાર;
ચીબુકની અતી કાનીછે,કંઠે મોતીના હાર. વાંકે.૩
હડપચીએ હીરો જગમગે,હેના તેજતણો નહી પાર;
અધર બીંબ એ રસીક છે, ઝળકે જોત અપાર.વાં.૪

બાંહે બાજુબંધ બેરખા, હરીના ખીટળીયાળા કેસ;
નીરખ્યાનેવળી નીરખશું,હેનોપારનપામેશેષ.વાં.
ડાબીબાજુએ ગીરીવર ધર્યો,જમણે કટી મધ્યભાગ;
કૃપા કરો શ્રી નાથજી,મારાં હઇડાં ટાહાડાં થાય.વાં.૬
પાએ ઘુઘરી રણુ જણે, મોજડીએ મોતીની હાર;
કૃપા કરો શ્રી નાથજી,બલીહારી માધવદાસ.વાં.૭
માધવદાસ કહે હરી,મારૂ માગ્યું આપો માહારાજ;
વળી વળી કરૂ વિનતી,મને દેજો વ્રજમાં વાસ;
વાંકે અંબોડે શ્રી નાથજી,સુંદર સ્યામ સ્વરૂપ. ૮

ધોળ.

ન્હાના સરખા શ્રી નાથજી, ન્હાના ન્હાનારે હાથ;
ન્હાનીલખોટીઓકરગ્રહી, સુંદરદીસોછોપ્રાણનાથ.
ન્હાના.૧
ન્હાના સરખારે ગોવાળીયા,ન્હાની સરખીરે ગાય;
સાથેસીંગડીરેશોભતી, ગઉધેન ચારવારેજાય.ન્હા.૨
ન્હાની બંસીઓ કર ગ્રહી,હરીયાં ગોપીનાં મન;
રૂડા નંદજીનો લાડીલો, રૂડા વંદ્રાવન. ન્હાના. ૩

ન્હાની સરખીરે મોજડી, ન્હાના સરખા છે પાય;
પાએરણુઝણુ ઘુઘરી,અણુવટ વીછુડા સાર;ન્હાના.૪
પ્રભુજીના મુખપર મોરલી, વાયું વેણુ રસાળ;
શબ્દેમોહીરે ગોપીકા,રોતાંમેલ્યાંછે બાળ.ન્હાના.૫
કાળંદ્રી ને કાંઠડે, ઉભા વગાડો છો વેણુ;
જવાદ્યોની જાદવા,કે વ્રજમાં થાશે પોકાર.ન્હાના.૬
આગળસાહીને હરીતાણુશો,પ્રભુ મારૂંધ્રુજેછેઅંગ;
સઘળીગોપીકાઆવશે,તમંનેઘેરશેમ્હારાજ.ન્હા. ૭
કે બનશી બટના ચોકમાં,ઉભલા વગાડોછો વેણુરે;
માધવદાસની વીનતી, આપો વ્રજમાં વાસ.
ન્હાના સરખા શ્રી નાથજી,ન્હાના ન્હાનારે હાથ. ૮

દરશણનું અપાર સૂખ મળ્યા છતાં મનને ત્રપતી તો થઇ નહી, અને એવું મન થયું જે શ્રીજી દુવારમાંજ રહી રોજ શ્રીનાથજી નીરખીએ, પરંતુ રાજ કાજને લીધે લાચારી એ શ્રી લાલેસાહેબ પાસે રજા માગી, તે પરથી પોતે કીપા કરી હમારા સંગના તમામ

માણુસોને મંદીરે બોલાવી પ્રસાદ લેવાડો ને અમોએ તથા અમારા સંગના સર્વે માણુસોએ યથા શક્તી ભેટ કરી, અને લાલસાહેબે વીદાયગરીના ઉપરણા આપ્યા.

હમોને પોચાડવા સારૂ લાલસાહેબે પોતાનો રથ વિગરે વાહન તથા જરૂરી તંબુ, સિવાય સીપાઇ વિગરે આપવાનો હુકમ કરી વિદાયગરીને આગલે દીવશે પ્રસાદ લેવડાવ્યા પછે મ્હોટી સ્વારી કાહાડી, હમને પોતાના લાલબાગમાં સ્વારીમાં માન પુર્વક લઇ ગયા, તે શોભા અપુર્વ બની હતી. આ કામ પોસ વદ ૧૩ ના રોજ પુરૂ થયું.

પોસ વદ ૧૪ ના રોજ શ્રી નાથદુવારાથી નીકળી મ્હોટું ઉદેપુર જોવા તે મારગે રવાને થયા.

મહા સુદ ૪ મંગળવાર તા૦ ૮ ફેબરવારી સન ૧૮૮૬ ને રોજ શ્રીજીદુવારથી નકળી

મ્હોટા ઉદેપુર આવી શ્રીજીના મંદીરમાં મુ-
કામ કરયો. આ મંદીર ઘણું મ્હોટું છે, અને
મેડીબંધ શોભાયમાન છે.

રાજા સાહેબ ફતેસીંગજી રાજ કરે છે. શે-
હેરની આબાદાની તથા ઉજળામણ અને
વેહેપાર રોજગાર સાધારણ રીતનો જણાય
છે. મ્હોટા રસ્તાપર સડક કરેલી છે, પણ જો-
ઇએ તેવી તેની સંભાળ દેખાતી નથી. દર-
બારી મકાન,રાજમેહેલ શેહેરની વસ્તીથી એ-
ક બાજુપર છે, તે મકાનો સારાં ઉંચા અને
શુસોભીત છે. પીચોળા નામે તળાવ છે, તે
સુત્રા પાણીથી ભરેલું, પાકા આરા બાંધેલા,
તે પર બેઠક વિગરેથી શોભા બની રહી છે.
એ તળાવ મધે જગમંદીર તથા સજન વી-
લાસ નામના બે મેહેલ રાજ તરફથી બનેલા
છે, તે જોવા સારૂ રાજ તરફથી પરવાનગી
મેળવી હોડીમાં બેશી જોવા ગયા. તે જગ-

મંદીર નામનો મેહેલ આશરે બે વર્ષ ઉપર બનેલો છે, તે ઘણો મ્હોટો રાજ દરબારને લાયક શુસોભીત પથરની બાંધણીથી બનેલો છે, અને સજન વીલાસ મેહેલ પણ ઉતમ પ્રકારની બાંધણીથી બનેલો છે, તેની અંદર બીલોરી કામ પલંગ, ખુરશી વિગરે ફરનીચર અતી શોભા આપે છે, અને આગળ થઇ ગએલા રાજાઓની તસવીરોછે,તેનું ચીત્રકામ મનને આનંદ આપે છે.

રઇયતની દાદ પોહોચવાને કચેરીઓ તથા રક્ષણને સારૂ ચોકી પેહેરાનો બંદોબસ્ત સારો છે. સીપાઇ, સ્વારો વગેરેનું થઇ આશરે વીસ હજાર લશ્કરનો સુમાર સાંભળવામાં આવે છે. હાથી ૧૦૦ ઉપરાંત છે, તેને તથા હથીયાર રાખવાને જે જે મકાનો બનેલાં છે તે સર્વેને લાયક અને તે ઊપર સંભાળનો બદોબસ્ત રાખેલો જણાય છે, પરંતું જેપોરના રાજના

બંદોબસ્ત કરતાં આ રાજનું તેજ ઓછું દેખાય છે, તેનું કારણ એમ જણાય છે જે ત્યાંના વડા કામદારોની નીચલા કામ કરનારા પર તાકીદ બરોબર હોય, એમ જણાતું નથી.

આ શિવાય બીજી જગાઓ થોડા વખતમાં જોવાનો જોગ બન્યો નથી. ત્યાંથી ચીતોડગઢ જવાની તૈયારી કરી.

મહા સુદ ૮ સુકર તા૦ ૧૨ ફેબરૂવારી સને ૧૮૮૬ ને રોજ ચીતોરઘઢ પોહોચી ગામની બહાર નદી ઉપર મુકામ કરયો, પછે ગામમાં જઇ જોતાં પુરાતની વસ્તી, પુરાતની મકાનો તેમજ લોકની સ્થીતી પણ કનીષ્ટ પંગતીની દેખાય છે. શેહેરમાં રસ્તા વિગેરે પણ જોઇએ તેવી રીતના સાફ સુફ નથી.

આ ચીતોડઘઢ ઊદેપુરના રાણાસાહેબના અમલ નીચે છે. વસ્તીના રક્ષણને સારૂ ચોકી પેરાનો બંદોબસ્ત સારો છે, તથા દરબારી કચેરી છે.

ચીતોડઘઢનો કીલ્લો જોવા રાજ તરફથી પરવાનગી મેળવી જોવા ગયા, તેને સાત દેવડી છે, ત્યાંહાં પેહેરગીર રહે છે. ઉપર જવા-પછે મીરાંબાઇનું મંદીર છે, અને ત્યાંહાં વસ્તી ન્હાના ગામ સરખી છે, તે પણ કનીષ્ટ સ્થીતી જેવી દેખાય છે.

કીલ્લો જોતાં ઠામ ઠામ તોપના ગોળાથી બાકાં પડેલાંછે, તેને સારૂ માલુમ પડયું જે આગલ્યા વખતમાં આ કીલ્લાપર રાજની લડાઇઓ થએલી તે વખતથી કીલ્લાનો ઘણો ભાગ ટુટી ગયો છે. વળી આ કીલ્લો જેવારે સારી હાલતમાં હશે તે વખતે તેની શોભાનો પાર નહીં હશે, કેમકે આ વખતમાં પણ તેની શોભા ઠીક દેખાય છે.

ચીતોડઘઢથી રેલવેને મારગે અજમેર ગયા ને ત્યાંહાંથી મહા સૂદ ૧૧ સોમવારે પાલણપુર આવી મુકામ કરયો. આ ગામ નવાબ

સાહેબના અમલનું પોલીટીકલ એજંટ સાહે-
બની દેખરેખ નીચે છે, ત્યાંહાં દરબારી મકા-
ન વિગેરે કાંઇ જોવા લાયક જણાયું નહીં,
તેથી સીધપોર જવા તૈયારી કરી.

મહા સુદ ૧૪ ને ગરેઉ તા૦ ૧૭ ફેબરવારી
સન ૧૮૮૬ ને રોજ પાલણપુરથી સીધપુર
આવી મુકામ કરયો. અને માતુલ શ્રાધ કરવા
ગોરને બોલાવી તેની તૈયારી કરાવી.

આ ગામ મહારાજા ગાયકવાડ સરકારના
અમલમાં છે, ગામની વસ્તી તથા વેહેપાર
તથા લોકની આબાદાની સારી જણાય છે. ગા-
મની એક બાજુએ સરસ્વતી નદી છે, ત્યાંહાં
જાત્રા ભરાય છે, ને માતુલ શ્રાધનું આ ક્ષેત્ર
સર્વ.ઉત્કૃષ્ટ માનવામાં આવેછે. નદીના આ-
રા પાકા બાંધેલા છે; તે ઉપર દેવસ્થળો ત-
થા બંગલા. વીગેરે મ્હોટા મકાનોથી શોભી-
તા બાંધેલા છે. રાજ તરફથી વસ્તીના સૂખ

તથા રક્ષણને સારૂ કામદારો નીમેલા છે, તેઓ બરાબર નોકરી બજાવી પ્રજાને સૂખ આપવાનું સાંભળવામાં આવે છે, વસ્તીમાં બ્રાહ્મણનો જથો જાદે જોવામાં આવે છે. ઇમારતો પાકી મેડા બંધ મકાનોની છે તથા વેહેપારીઓની ઉજળામણ ઠીક છે; ગામમાં આવતા જતા માલ ઉપર રાજ તરફથી હાંશલ લેછે.

અમારા આ તીરથ ગોર ત્રવાડી જગનનાથ ધનસુખરામ તથા મુલેશ્વર રણછોડને મુકરર કરી તેના અનુમત પ્રમાણે શાસ્ત્રની રીતીથી યથા શકતી માતુલશ્રાધ કરયું તથા બ્રમભોજ, દાન દક્ષણા આપી ગોરનો આશીરવાદ લીધો. ને ગોરને દાખલા સારૂ એક લેખ લખી આપ્યો તેની નકલ.

શ્રીક્ષેત્ર શીધ્રપોરના રેહેવાશી ગોર વેદ મુરતી રાજેશ્રી ત્રવાડી જગનનાથ ધનસૂખરામ

તથા ત્રવાડી મુલેશ્વર રણછોડ લા૦જીલે અમદાવાદ સ્વસ્થાન સાણંદ, મહારાણાશ્રી રણમલશંગજી તત પીતા ભગવતશંગજી તથા માતુશ્રી બાશ્રી રૂપાળીબા જત અમો આ ક્ષેત્ર મજકુરની જાત્રા કરવા સારૂ આવ્યાં છીએ, તેથી આ તીરથના ગોર તમને માન્યા છે, તે હમારા વંશ વારસ તથા કુટંબમાંથી જે કોઇ જાત્રાએ આવે તે તમને માને. સંવત ૧૯૪૨ ના મહા વદી ૫ ભોમવાર લા. મેહેતા ખુશાલ જેઠાભઇ.

ગોર વિગરેના કેહેવાથી આ ગામમાં પુર્વે ચક્રવતી રાજા સીધરાજ જેશંગ થઇ ગયા, તેણે રૂદ્રમાળનું મ્હોટું દેવળ બંધાવેલું હતુ, ને તે મલેછ રાજા અલાઉદ્દીન ખુનીએ તોડી નંખાવ્યું ને તેના થોડા ભાગમાં મશીદ કરીછે, એમ સાંભળ્યુંછે, તથા દેહેરાનાં કેટલાંએક નીશાનો દેખાડયાં તે જોયાં તે ઉપરથી તથા શીધરાજ જેશંગના જનમ કૃત તથા રાજનીતીનો

ઇતીહાસ છપાવેલો છે તેથી સીધ થાય છે કે એ રાજાએ ઘણા ધર્મનાં કૃત્યો તથા લોકને ઉપયોગી તળાવ,વાવ્ય, વિગરે મ્હોટાં મ્હોટાં કામ કરેલાં, ને તેમણેજ એ રૂદ્રમાળ બનાવ્યો છે.તેઇતિહાસમાંથી છપા છંદસાથેદાખલ કરૂછું.

છપૈ છંદ.

થરસે ચોદ ચુવાલ ( ૧૪૪૪ ),
સોળસે ( ૧૬૦૦ ) થંભ નીરંતર;
પુતળી સહસ અઢાર ( ૧૮૦૦૦ ),
જડીત માણીકય મનોહર.
ત્રીશ સહસ્ર ( ૩૦૦૦૦ ) ધ્વજ દંડ,
છપન લખ બશેં (૫૬૦૦૨૦૦)ગજ તુરી;
સત્તરસે એકવીસ ( ૧૭૨૧ ),
કનક કળસો તે પુરી;
સવા લક્ષ (૧૨૫૦૦૦) જાળી જડીત,
બોહોતેરશે (૭૨૦૦) બારી બડી.

રૂદ્રમાળ ઉપરે ચૌદ કરોડ(૧૪૦૦૦૦૦૦૦),
મોહોર કાગદ ચડી. ૧

મનહર છંદ.

ચૌદસે ચુવાળી થર થંભ સતસોળ જામે,
પુતળી અઢાર શહસ્ત્ર માણેક મોતી જડી;
તીસહી હજાર ઉડત પતાકે ધ્વજ,
હેમ કે કળસ શેહસત્તર એકીસડી.
છપન લખ ઘોડે ગજ હકીક તાર બની,
જાળી લખ સવા બારી બોહોતેરસે બડી હે;
શીદ્ધરાજ જેસીંહ રૂદ્રમાલ્યપર,
ચૌદ ક્રોડ મોહોર* ખર્ચ કાગદપે ચડી હે.૧

સંવત ૧૯૪૨ ના આસો વદી ૧૨ વાર ર-
વીને રોજ શ્રીનાથજી તથા શ્રી જમનાંજીની
જાત્રા કરી તે વખત શ્રી જમનાંજીના જળ-
ના ગગરા ભરાવી પગ વાટે ગાડામાં અમ-

*મોહોર ૧ ની કીમત રૂ૧૬ સોળની જાણવી.

દાવાદ લાવેલા, એવા હેતુથી કે શ્રી ડાકોર નાથને નીરખી શ્રી જમનાં જળથી સ્નાન કરાવી યથા સકતી સેવા કરવી. પરંતુ જાત્રાથી આવ્યા પછે રાજદ્વારી કામ અમત્યનું આવી પડ્યું, તે કામસર મુંબઇ, પુના, તરફ જવું થયાથી આ મનોર્થ પુર થયો નહી, ને મનને સંતાપ રહેલો તે શ્રી ડાકોરનાથે કીપા કરી એ સુખ લેવાની તક આપ્યાથી વાલાવસ્ત્ર તૈયાર કરાવી શ્રી ડાકોરનાથ નીરખવા ગયા.

શ્રી ડાકોર ગામ સ્ટેશન નજીક છે. ગામની વસ્તી તથા ઇમારતો વિગરે સારી છે. ગામ મધે શ્રી ગોમતી નામે તળાવ મ્હોટું અને સુત્રા પાણીથી ભરપુર છે. એ તળાવને ફરતી ધર્મશાળાના મ્હોટા મકાન તથા દેવસ્થાનો છે, ત્યાંહાં શ્રી તુળશી કયારા તથા દેવને ચડાવવા જેવા ફુલોની વેલ ઝાડોથી અતી શોભા બની રહીછે. એ તળાવની પા-

ળ ઉપરથી શ્રી ઠાકોરજીને આરતી થતી વે-ળા દરશણ અપુર્વ થાય છે, ને ડાકોરનું મંદીર તળાવની પાળ નજીક છે.

શ્રી ડાકોરજીનું મંદીર દેહેરાના ઘાટથી છે. તે દેહેરૂ ત્રાંબેકરના વખતમાં બનેલું તેને આશરે વરસ થયાં, તોપણ હાલ નવું બનેલા જેવી શોભા આપે છે. દેહેરામાં પેસ-વાના બે મ્હોટા દરવાજા છે. દેહેરાને ફરતો ચોક પાકા પથરથી ઘણો મ્હોટો બનેલો છે, તેમાં હજારો માણસ સમાઇ શકે તેવો છે. એ ચોકમાં થઇ પગથીયાં ચડી રંગમંડપમાં જવા-ય છે, તે રંગ મંડપની રચના અપુર્વ છે. તે રંગમંડપ પાશાણના પથરનો છે, તેના ઘુમટ-ની છતમાં રૂપાના પત્રાની નકસીદાર જાળીયો જડેલી છે, તેની શોભાનો પાર નથી. એ રં-રંગમંડપમાં ઉભા રહી ડાકોરનાથ નીરખ-વાનું અતી સુલભ રીતે બને છે, ને તમામ

વૈશ્નવો દરસણનું સુખ લે છે. ઠાકોરજીનું સીધાશણ અમુલ્ય પાશાણના પથરનું બનેલું આશારે ગજ ૧l ઉંચુ છે, તે ઉપર રૂપાની માફાદાર છત્રી શીંગાર સાથે બનેલી અતી શોભાયમાન છે, તેમાં ઠાકોરજી ટાઢા સ્વરૂપથી બીરાજે છે, ને સંપુર્ણ રાજધાનીનો વૈભવ છે.

હમો દીવાળીના ઓછવ ઉપર ગએલા તેથી શ્રીજીનો ભારે સીંગાર અને જરીના વાઘાથી દરશણ કરચાં તે હર્ષનો પાર લખવાને બની આવતુ નથી. અપુર્વ લીલાનાં દરશણનું સૂખ મલ્યું.

પદ.

રૂપાળા રાય રણછોડ છે,
જીરે રાજ રૂપાળા રાય રણછોડછે ટેક.
રાત દીવસ મન રહે રસીઆમાં,
મને નીરખવાના ઘણા કોડ છે. જીરે. ૧
ઉપમા દેવા એને નથી કાંઇ બીજું,

એ અક્ષબેલો અજોડ છે. જીરે. ૨
શ્રી શંકરશણુ શીવજી શર્વેસ્વર,
ઊતપ્તી સદાની ચોડ છે. જીરે. ૩
એને મુકીને બીજાને જે ભજે છે,
તેમાં તો મેરૂ જેવી ખોડ છે જીરે ૪
ડાકોરના ઠાકોર જેને નથી વહાલા,
તે શ્વાન વ્રષભની જોડ છે. જીરે
પ્રગટ સૂરજ છે ભુતળમાં,
દયાના પ્રભુને ન દેખે,
ન ઓળખે તે ઘુવડ છે; જીરે ૬

એવા શ્રી ડાકોરનાથને નીરખી તથા શ્રી જમનાં જળથી તેમને સ્નાન કરાવી ચરણાંમ્રત લેઇ વાઘા ધરાવી ભેટ સામગ્રીથી પોહોચી યથા શકતી બ્રમભોજ કરી ડંડવત કરયા, અને ત્રણ રાત્રી ડાકોરમાં રહી અનકોટનાં દરશણુની જાંખી કરી તો તે સૂખનો પાર નથી એ સુખ ડાકોરજીએ ક્રપા કરી આપ્યા છતાં

પણ મને ત્રપ્તી થઇ નથી, અને એમ મનમાં આવે છે જે ડાકોરમાં વાસ કરી નીરંતર સુખ લેવું. પરંતુ રાજકાજને લીધે એ બની શકતું નથી, તેથી વીદાયગીરીની ભેટ કરી પ્રસાદ, ઉપરાણા લીધા ને ગોરને વસ્ત્ર તથા દક્ષણા આપી રજા લેઇ સંવત ૧૯૪૩ કારતક સુદ ૨ વાર શનીના રોજ અમદાવાદ આવ્યા, ને ત્યાંથી સ્વસ્થાન સાણંદમાં આવી મુકામ કરચો.

ડાકોરનાથનાં દરશણ તથા ચરણ પરશ કરવા નીજ મંદીરમાંજવાને સરવને છુટ હતી-પણ તેમાં નીતી તથા ધર્મ વીરૂધ્ધ થવાની સંખ્યા આવ્યાથી પુજારી શેવકોએ નીમ કરચો છે કે, નીજ મંદીરમાં જનારા માણસ દીઠ ૧ આનો ભેટ લેઇ તેને ટીકીટ આપવી તે ટીકીટ નીજ મંદીર આગળના ચોકીદારો જોઇ જાત્રાળુંઓને જવા દેછે, અને રંગમંડપમાંથી દરશણ કરનારાને વગર ટીકીટે છુટ છે; આ

બંદોબસ્ત ઘણો ઉતમ પ્રકારનો ધર્મ તથા સૂ
નીતીને અનુસરતો છે.

શ્રી ડાકોરનાથનું ગૌખાનું તથા બાગને
જોઇ ગાયોનાં દરશણ કરયાં, તે પણ અપુર્વ
શોભા આપે છે.

દર સુકરવારે ઠાકોરજીની સ્વારી હાથી
ઊપર નીકળી સ્વામીજીને મંદીર પધારે છે;
તેથી જાત્રાળુંને દરશણનું અતી સુખ મળેછે.
ડાકોરજીની શેવા ગુગળી બ્રાહ્મણકરે છે તેને
શેવક નામ મળેળું છે; તે શેવકો વારા પ્રમાણે
ભાવ સહીત શેવા કરે છે, ને ડાકોરનાથના
શીંગાર વસ્ત્ર આભુષણ ભંડારમાં રેહેછે તેના
ભંડારી જુદા નીમેલા છે, ત્યાંહાં દફતર લખ-
નાર કારકુન છે, તે આવક ખરચ તથા વાધા
વસ્ત્ર આભુષણનો બરાબર હિસાબ રાખે છે,
ને એ ભંડારી બાવા તથા તેના તાબાના કા
મદારો અતી મ્હોટા મનના ને પ્રમાણીક જ-

ણાય છે, ને વઇશ્નવની સારી શંભાળ રાખેછે.

ડાકોર ગામ નામદાર સરકારના ખેડા જી લામાં ઠાશરા તાલુકાનુ છે, તેથી પોલીસ ચો કી વીગરેથી લોકને નીરાંત તથા સૂખને શાં- તોશ ઊપજાવે એવો બંદોબસ્ત રહેછે. મ્યુન- શીપાલ કમેટી તરફથી ગંદકી ન થાય તેવો પ- ણ બંદોબસ્ત છે. સારાંશ સર્વે પ્રકારનું સુખ શ્રી ઠાકોરજી કીપા કરી વઇશ્નવને આપે છે.

દોહરા.

પ્રવાશ પુસ્તક પ્રેમથી, રચ્યુંજ રાજાભાઇ;<br>
અરપ્યું અતી ઉમંગથી, રાણિ રૂપાળીબાઇ.<br>
રચવાને આજ્ઞા હવી, રચીઊ જેવી બુધ;<br>
વાંચી પુરતા પ્રેમથી, પોતે કરશો શુધ.<br>
પુરણ પ્રેમે પરવરચા, પુરણ રૂપ નીધાન;<br>
પુરણ પ્રેમે પોખીયા, પ્રોહીતને દૈ માન.<br>
પુરણ પ્રેમે નિરખીયા, પુરણ શ્રી ભગવાન;<br>
પુરણ પ્રેમે પુન્ય બહુ, કીધું પુન્ય નીધાન.

શ્રી સાણંદ સંસ્થાનમાં, માતા સહીત મુકામ;
રાજા રણમલશંગજી, તેને સાત સલામ.
હું છું કીંકર આપનો; આપ જમાડો અન્ન;
આપ તણા કલ્યાણમાં, મારૂં પુરણ મન.
રૂડાં રૂપાળી બાઇને, મારી એજ આશીસ;
નીત્ય રહો આનંદમાં, કૃપા કરે જગદીસ.
ઓગણીસ તેતાળીસના, પુનમ કારતિક માસ;
વારજ સાર ગરૂ દીને, પરી પુરણ ઇતીહાસ

—※ સમાપ્ત. ※—

## અનુક્રમણીકા..